શ્રી જિનશાસન સામે બહારવટે ચડેલા કેટલાક બંધુ-ઓની કુટિલ-નીતિરીતિઓને ખુલ્લી પાડી દેતું; અને શ્રીજિ-નશાસનની રક્ષા કાજે પુણ્યવાન્ ધર્માત્માઓને ઝિંદાદિલી ભરી ખુમારીથી 'ઉન્નત-મસ્તક' બનાવી દેવા માટે ભરપૂર મસાલો પૂરું પાડતું પુસ્તક......

# સિંહનાદ

મુનિશ્રી ચન્દ્રશેખરવિજયજી



પ્રકાશક :

કમલ પ્રકાશન ટ્રસ્ટ
૫૦૮૨/૩ બીજે માળે, રતનપોળના નાકે
યાજ્ઞિક ઇન્સ્ટીટયૂટ સામે,
ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧
ફોન C/o ૩૯૨૦૯

*

લેખક પરિચય :

સિદ્ધાન્તમહોદધિ, સચ્ચારિત્રચૂડામણિ
સ્વ. પૂજ્યપાદ્ આ. ભગવન્ત શ્રીમદ્વિજય
પ્રેમસૂરીશ્વરજી મહારાજા સાહેબના વિનેય
મુનિશ્રી ચન્દ્રશેખરવિજયજી

*

પ્રથમ સંસ્કરણ : નકલ ૨૦૦૦
વિ. સં. ૨૦૩૦, આસો સુદ-૧૫
તા. ૩૧-૧૦-૧૯૭૪


*

મુદ્રક :

કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ
મંગલ મુદ્રણાલય, રતનપોળ
અમદાવાદ.

મૂલ્ય
૩-૦૦

# અનુક્રમણિકા

કમલ પ્રકાશન ટ્રસ્ટ અંગેની તમામ માહિતિ મેળવવા માટે આ પુસ્તકના છેડે આપેલું ટ્રસ્ટીમંડળનું નિવેદન નજરમાં લેવા વિનમ્ર વિનંતિ છે.

ગૃહસ્થઃ સ્ત્રી–પુરુષોના ફોટાની યોજના હવે બંધ કરવામાં આવી છે.

—ટ્રસ્ટી મંડળ





પુણ્યવંતા મહાવિદેહક્ષેત્રના તપઃસ્વાધ્યાયનિરત, મહાસંયમી મુનિવરોના સાર્થમાંથી, ન જાણે. ભૂલા પડીને વિખૂટા પડેલા આ ભરતક્ષેત્રમાં આવી ચડેલા આ છેઃ– સિધ્ધાન્તમહોદધિ; સુવિશુધ્ધસંયમમૂર્તિ, વાત્સલ્યમહોદધિ. કર્મશાસ્ત્રનિપુણમતિ. સ્વ. આચાર્ય ભગવંત

**શ્રીમદ્ પ્રેમસૂરીશ્વરજી મહારાજા સાહેબ**

અગણિત ઉપકારોના ઋણભાર નીચે દબાએલા-અમારા
આપના-ચરણોમાં કોટાનકોટિ વંદન....

લિ. પ્રતાપરાય તથા પ્રવિણકુમાર દલીચંદ તથા
અ. સૌ. મધુકાન્તા પ્રતાપરાય તથા હસુમતિ પ્રવિણકુમાર

## બે બોલ

ચૌદસો ચુમ્માલીસ ગ્રન્થોના પ્રણેતા; સૂરિપુરંદર શ્રીહરિભદ્રસૂરીશ્વરજી મહારાજાએ પોતાના લલિતવિસ્તરા ગ્રન્થમાં કહ્યું છે કે, "તીર્થંકરદેવોની દેશના; ક્ષુદ્ર જીવો માટે તો સિંહનાદ સમી છે. એ જીવો માટે આ દેશના સિંહ ગર્જના સમી બને છે.

ગર્જના એટલે ગર્જના: અને તે ય સિંહની.

ત્યાં સત્ત્વહીન જીવો ઊભા ય ન રહી શકે.

શ્રી જિનશાસન ઉપર ઘરના જ કેટલાક સત્ત્વહીન માણસો ચોફેરથી ત્રાટકયા છે. ધર્મ એ લોકોને ખપતો નથી માટે આડેધડ પ્રહારો કરીને; પોતાને ધર્મના પ્રેમી દેખાડીને ધર્મતત્ત્વને છિન્નભિન્ન કરી નાંખવાની કારવાહી તેમણે જોરશોરથી આરંભી છે.

સત્વહીન માણસો આવું જ કરે. એમાં કશી નવાઈ પણ નથી. એમની દયા ચિંતવવા સિવાય બીજો કોઈ વિકલ્પ પણ નથી. પરન્તુ એમના પ્રચારથી ભાવુક આત્માઓ દોરવાઈ જાય; જમાનાવાદના ઘોડાપૂરમાં તણાવા લાગે, ધર્મથી અને ધાર્મિકજનોથી વિમુખ થવા લાગે એ સાચે જ ગંભીર બાબત છે.

માટે જ શ્રીજિનશાસનની છાવણીમાં પેઠેલા પેલા સત્વહીનોને સિંહગર્જના કરીને નસાડી મૂકવા જ રહ્યા.

ધર્મનું વિરાટ બળ જ્યાં સુધી સળવળાટ કરતું નથી ત્યાં સુધી જ તેઓ મેદાન મારી શકે. એ વિરાટ બળના સળવળાટમાં તો એમને દુમ દબાવીને નાસવું જ પડે.

જ્યારે ભસ્મગ્રહ ઊતરી જ રહ્યો છે અને જૈન-સંઘનો અભ્યુદયકાળ આવી જ રહ્યો છે ત્યારે જેઓ ભદ્રિક પરિણામી સત્વશીલ આત્માઓ છે તેમનું અહિત કોઈ ન કરી જાય; અહિત થઈ ગયું હોય તો તે નિર્મૂળ કરી દેવાય તે ખૂબ જરૂરી છે. એ માટે જમાનાવાદી લોકોની કુટિલ ચાલને એમની સમક્ષ ઉઘાડી પાડવી જ રહી. એમનાથી આ ભદ્રિક જીવોને સજાગ કરી દેવા જ રહ્યા.

સિંહના બચ્ચાઓને ગાડરોનાં ટોળામાંથી છૂટા પાડવા જ રહ્યા.

આ પુસ્તક આ જ કામ માટે મેં લખ્યું છે.

આ તો છે સિંહની ગર્જના. એટલે એ કાન ફાડી નાંખે; થરથરાવી નાંખે; ધ્રુજાવી નાંખે........એવું બધું ય બને.

એવા સમયે એ આત્માઓને દૂભવ્યા બદલ ક્ષમા માંગવા સિવાય મારી પાસે બીજો કોઈ રસ્તો નથી.

ઈચ્છું છું કે તેવા જમાનાવાદી લોકો પોતાની ચાલ સુધારે અને શ્રીજિનશાસનના ભાવી અભ્યુદયમાં પોતાનો ફાળો નોંધાવીને સદ્ગતિના ભાગી બને.

લિ.

વિ. સં. ૨૦૩૦ આસો સુ. ૧૫ શ્રમણસંઘસેવક

તા. ૩૧-૧૦-૭૪ મુનિ ચન્દ્રશેખરવિજય

છેલ્લા પાંચસો વર્ષોથી અંગ્રેજો ભારત દેશને આબાદ બનાવતા જઇને; તેની પ્રજાને બરબાદ કરીને તેનો સર્વનાશ બોલાવી દેવાના ભયાનક કાવતરાંને મખ્ખિતબદ્ધ રીતે સફળ કરી રહ્યા છે.

આ સ્થિતિમાં દરેક ધર્મના અનુયાયીઓ સ્વ-ધર્મના મોક્ષમૂલક ક્રિયાકાંડોમાં ખુબ ચુસ્ત બને; અને પરધર્મના અનુયાયીઓ સાથે એકસંપી (એકતા નહિ) કરે તો જ એ બળથી ભયાનક કાવતરાંને હજી પણ નિષ્ફળ કરી શકાશે. આ માટે જૈનધર્મના અનુયાયી વર્ગે પહેલ કરવી પડશે; તે દરેકે શાસ્ત્રચુસ્ત જીવન જીવવું પડશે; જમાનાવાદનો બહિષ્કાર કરવો પડશે.

જો ધર્મની આવી કોઇ સ્વયંભૂ તાકાતનું નિર્માણ અને સર્વ આર્યધર્મોની એકસંપીની પ્રતિષ્ઠા કરવામાં નહિ આવે તો માત્ર ૫૦ વર્ષમાં આર્યપ્રજા પોતાની જીવાદોરી—સંસ્કૃતિ–ને સંપૂર્ણપણે ખોઇ નાંખશે. સમગ્ર હિન્દુસ્તાન આર્યપ્રજાનું કબ્રસ્તાન બની જાય તો નવાઇ નહિ.

## વંદન હો, વંદનીયને !

[૧]

અષ્ટ કર્મના ઇંધનને ભસ્મસાત્ કરી ચૂકેલા; બુદ્ધ બનેલા, સંસાર સાગરનો પાર પામેલા, લોકના અગ્રભાગે પહોંચીને સદા માટે ત્યાં જ સ્થિર થઇ ગએલા હે અનંતાનંત સિદ્ધ ભગવંતો ! આપને અનંત–અનંત વંદન.

હે તીર્થંકર ભગવંતો ! જે અપાર શાન્તિનું ધામ છે; જે અચલ છે; અરૂપી છે, જે અક્ષય છે, જે અક્ષત છે, જે અવ્યાબાધ છે; જ્યાંથી કદી આ જગતમાં પાછા આવવાનું નથી, એવી 'સિદ્ધગતિ'ના સ્થાનને આપ પામ્યા છો. આપે સર્વ ભયોને જીતી લીધા છે.

ભૂત અને ભાવીના સર્વ તીર્થંકરદેવો ! વર્તમાનમાં મહાવિદેહ ક્ષેત્રમાં વિચરતા વીસ તીર્થંકર દેવો ! આપ સહુને કોટિ કોટિ વંદન.

હે, આસન્ન ઉપકારી તીર્થંકર પરમાત્મા મહાવીર દેવ ! આપ તો દેવોના દેવ(ઇન્દ્ર)ના ય દેવ છો–દેવાધિદેવ છો. દેવેન્દ્રો અને નરેન્દ્રો પણ આપના ચરણોને ચૂમે છે.અહો ! આપનું માહાત્મ્ય ! સામર્થ્ય યોગનો આપને કરેલો એક જ અમારો નમસ્કાર આ સંસારનો શીઘ્રમેવ પાર પમાડી દે !

હે પરમાત્મન્ ! આપના નામ-મન્ત્રમાં તો અમારા દુઃખ દારિદ્યોને દૂર કરવાની તાકાત તો છે જ, પરન્તુ આપને કરાતા નમસ્કારમાં ય દુઃખો અને દુર્ગતિઓને મટાડી દેવાની અને સદ્ગતિઓ દેવાની તાકાત સમાએલી છે.

અને આપનું સમ્યગ્દર્શન ?

અરે ! એના ચમકારામાં તો અવિનાશી મુક્તિ જ પ્રાપ્ત થઈ જાય છે. તો મારા નાથ ! મારે બીજું જોઇએ છે પણ શું ? ભક્તિ ભરેલા હૈયે તારા ચરણોના શરણાં મેં સ્વીકાર્યા છે. મને હવે એ સુંદર સમ્યગ્દર્શન જ દે.... ભવોભવ એ સમ્યગ્દર્શનનું જ દર્શન કરાવ.

આ સેવક તો સમ્યગ્દર્શન મળતું હોય તો તેની સાથે સાતમી નારકના દુઃખ વેઠવાને તૈયાર છે. અને સમ્યગ્દર્શનવિહોણાં તો દેવેન્દ્રોના કે નરેન્દ્રોના સિંહાસન પણ થૂ કરવા જેવા લાગે છે.

દે, દે, ઓ દયનીય ! દૃષ્ટિ દે....સિવાય બીજું કાંઈ ન ખપે.

ઓ ત્રિલોકગુરુ દેવાધિદેવ ! આપ તો ચન્દ્રશા નિર્મળ છો; સૂર્યશા તેજસ્વી છો અને સાગરશા ગંભીર છો. આપના અનુગ્રહનું એક જ તેજકિરણ આ રંક ઉપર પડી જાય તો આ રંક, રંક મટીને રાય બની જાય હોં. એમાં જરા ય શંકા નહિ.

તારા અનુગ્રહના અમીપાતે જ ભવ ભૂંડો લાગવા માંડે; માર્ગાનુસારિતા આવવા લાગે, દૃષ્ટિ પ્રાપ્ત થાય, આંતરચક્ષુ ઉઘાડ પામે, વિરતિ ધર્મનું જીવન આત્મસાત્ થવા લાગે.

સ્વામીનો એક જ અનુગ્રહપાત થાય, અને સેવકનું કામ થઈ જાય.

## વંદન કરું છું તે વીરને :

જે, વાસનાઓ આગે ભડકે જલતા સંસાર ઉપર હેલિ વરસાવતી વાદળી છે;

જે, મોહની રજકણોને હટાવી દેતો વાયુ છે,

જે, માયાની ધરતીને ઊખેડી નાંખતું અપ્રતિમ શસ્ત્ર છે.

કોટિ કોટિ વંદન હો વંદનીય ભગવંતોને !

## જીવનબોધ જિનેશ્વરદેવો :

[૨]

શાસનપતિ તીર્થંકરદેવ પરમાત્મા મહાવીર !

સર્વ તીર્થંકરદેવોનું પ્રતીક ! એમની સ્તવના, એટલે સર્વ તીર્થંકરદેવોની સ્તવના.

ચાલો; સ્તવીએ એ પરમાત્માને !

તીર્થંકરદેવોનું જીવન તો અત્યુત્તમ-ઉત્તમોત્તમ કક્ષાનું હોય જ છે પરન્તુ એ વિશ્વતારક પરમાત્માઓના

પૂર્વના ત્રણે ય ભવોના તમામ તબક્કાઓ પણ વિશ્વનું કલ્યાણ કરી દેતા બોધથી ભરપૂર હોય છે.

દરેક તીર્થંકરદેવ પૂર્વના ત્રીજા ભવમાં અશરણ, અસહાય એવા જગતને જોઇને, દુઃખ અને પાપોથી ખદબદી ઊઠેલા આત્માઓને જોઈને દ્રવી ઊઠે છે. એમનું હૈયું કરુણાથી છલકાઇ જાય છે અને જે પળે 'સવિ જીવ કરું શાસનરસી' ની ઉત્કૃષ્ટતમ કરુણા ભાવનાથી એ તારકો પ્લાવિત થઈ જાય છે એ જ પળે તેઓ તીર્થંકર નામ કર્મનો બંધ કરે છે.

આ રીતે એમનો આ ભવ સફળ થઈ જાય છે. એ પછી આયુષ્ય કર્મના બંધ પ્રમાણે કેટલાક આત્માઓ દેવગતિમાં જાય છે તો કેટલાક આત્માઓ નારકગતિમાં પણ જાય છે. બે ય ખરાબ છે; દેવગતિ પણ સારી નથી. સુખની પ્રચુરતા હોવાના કારણે; નારકગતિ ય સારી નથી; દુઃખની પ્રચુરતાના કારણે.

પણ તે તો પાગલ આત્મા માટે.

શાણા આત્મા માટે તો બે ય ગતિ સરખી છે, બે ય સારી છે. દેવગતિમાં વિરાગ ઝીલતાં અને નારકગતિમાં સમાધિ પામતા આત્માઓને બે ય ગતિમાં કર્મનો ક્ષય જ સિદ્ધ થાય છે.

રાગવિભોર દેવગતિ કરતાં સમાધિસંપન્ન નારકગતિ પણ અપેક્ષાએ સારી.

તે તારક આત્માઓ દેવગતિમાં રહીને વિરક્તિની ટોચકક્ષાનું જીવન જીવી જાય છે અને જગતને સંદેશ આપતા જાય છે કે, સુખે વિરાગ કેળવજો.

નારકગતિમાં ગએલા તે તારક આત્માઓ સમાધિની રસલ્હાણુ માણી જાય છે અને જગતને સંદેશ આપતા જાય છે કે, દુઃખે સમાધિ કેળવજો.

એ પછી એ તારક આત્માઓ તીર્થંકરદેવ તરીકેના અંતિમ ભવમાં પ્રવેશ કરે છે.

ગૃહસ્થ જીવનમાં માતપિતાના વિનયથી માંડીને–તે તે કક્ષાનું–ઉત્તમોત્તમ ઔચિત્ય–સેવન કરતા રહીને તે પુણ્યાત્માઓ આપણુને ય 'સર્વત્ર ઔચિત્ય સેવન' નો પાઠ ભણાવે છે.

સાધના કાળના મુનિજીવનમાં 'શક્યનો સ્વીકાર કરો સામનો કદાપિ નહિ' એ સંદેશ તે મૌનાત્માઓ આપણુને આપે છે. બધું જ સહો....બસ સહ્યા જ કરો. કોઇને કશો ય ઠપકો દીધા વિના; વણુમાગી સલાહ દીધા વિના....એક પક્ષી રીતે–તમે એકલા સહ્યા જ કરો.

જે સહે છે તે જ સાધુ છે.

આફતોની સામે જે મૂંગો રહે છે તે જ મુનિ છે.

સાધુનો જ મોક્ષ થાય; મુનિનો જ મોક્ષ થાય.

વીરે ચંડકૌશિકને, ગોશાલકને, સંગમકને–બધા ય ને

પૂર્વના ત્રણે ય ભવોના તમામ તબક્કાઓ પણ વિશ્વનું કલ્યાણ કરી દેતા બોધથી ભરપૂર હોય છે.

દરેક તીર્થંકરદેવ પૂર્વના ત્રીજા ભવમાં અશરણ, અસહાય એવા જગતને જોઇને, દુઃખ અને પાપોથી ખદબદી ઊઠેલા આત્માઓને જોઈને દ્રવી ઊઠે છે. એમનું હૈયું કરુણાથી છલકાઇ જાય છે અને જે પળે **'સવિ જીવ કરું શાસનરસી'** ની ઉત્કૃષ્ટતમ કરુણા ભાવનાથી એ તારકો પ્લાવિત થઈ જાય છે એ જ પળે તેઓ તીર્થંકર નામ કર્મનો બંધ કરે છે.

આ રીતે એમનો આ ભવ સફળ થઈ જાય છે. એ પછી આયુષ્ય કર્મના બંધ પ્રમાણે કેટલાક આત્માઓ દેવગતિમાં જાય છે તો કેટલાક આત્માઓ નારકગતિમાં પણ જાય છે. બે ય ખરાબ છે; દેવગતિ પણ સારી નથી. સુખની પ્રચુરતા હોવાના કારણે; નારકગતિ ય સારી નથી; દુઃખની પ્રચુરતાના કારણે.

પણ તે તો પાગલ આત્મા માટે.

શાણા આત્મા માટે તો બે ય ગતિ સરખી છે, બે ય સારી છે. દેવગતિમાં વિરાગ ઝીલતાં અને નારકગતિમાં સમાધિ પામતા આત્માઓને બે ય ગતિમાં કર્મનો ક્ષય જ સિદ્ધ થાય છે.

રાગવિભોર દેવગતિ કરતાં સમાધિસંપન્ન નારકગતિ પણ અપેક્ષાએ સારી.

તે તારક આત્માઓ દેવગતિમાં રહીને વિરક્તિની ઉચ્ચકક્ષાનું જીવન જીવી જાય છે અને જગતને સંદેશ આપતા જાય છે કે, સુખે વિરાગ કેળવજો.

નારકગતિમાં ગએલા તે તારક આત્માઓ સમાધિની રસલ્હાણ માણી જાય છે અને જગતને સંદેશ આપતા જાય છે કે, દુઃખે સમાધિ કેળવજો.

એ પછી એ તારક આત્માઓ તીર્થંકરદેવ તરીકેના અંતિમ ભવમાં પ્રવેશ કરે છે.

ગૃહસ્થ જીવનમાં માતપિતાના વિનયથી માંડીને-તે તે કક્ષાનું-ઉત્તમોત્તમ ઔચિત્ય-સેવન કરતા રહીને તે પુણ્યાત્માઓ આપણને ય 'સર્વત્ર ઔચિત્ય સેવન' નો પાઠ ભણાવે છે.

સાધના કાળના મુનિજીવનમાં 'શકયનો સ્વીકાર કરો સામનો કદાપિ નહિ' એ સંદેશ તે મૌનાત્માઓ આપણને આપે છે. બધું જ સહો....બસ સહ્યા જ કરો. કોઈને કશો ય ઠપકો દીધા વિના; વણમાગી સલાહ દીધા વિના....એક પક્ષી રીતે-તમે એકલા સહ્યા જ કરો.

જે સહે છે તે જ સાધુ છે.

આફતોની સામે જે મૂંગો રહે છે તે જ મુનિ છે.

સાધુનો જ મોક્ષ થાય; મુનિનો જ મોક્ષ થાય.

વીરે ચંડકૌશિકને, ગોશાલકને, સંગમકને-બધા ય ને

આવકાર્યા; બધા ય ને સહ્યા અને એથી જ વીર, મહાવીર બન્યા. વીતરાગ સર્વજ્ઞ, તીર્થંકર દેવ બન્યા.

ઘોર અને ઉગ્ર સાધનાના કાળના સાડા બાર વર્ષ વીતી ગયા.

વૈશાખ શુક્લ દશમીએ વીર, વીતરાગ થયા; સર્વજ્ઞ બન્યા, અને તરત જ દેશના આપી. દેશના સાંભળવા માટે દેવો હતા; દાનવો ય હતા, અબજોપતિઓ હતા; સત્તાપતિઓ પણ હતા.

પણ....પણ....પરમાત્માને સત્તા કે સંપત્તિથી ધર્મ-શાસન ચાલવાની વાત લગીરે માન્ય ન હતી. ધર્મ તો ધર્મથી જ ચાલે; અર્થપતિઓ કે ઐશ્વર્યપતિઓ ધર્મ-શાસન ચલાવવાના વિષયમાં 'બિચારા' છે. એમનું તો આ વિષયમાં ગજૂ પણ નહિ.

વીરની દેશના નિષ્ફળ ગઈ !

શાસ્ત્રકાર મહાર્ષિઓએ એની નોંધ લેતા કહ્યું કે કોઇ આત્મા વિરતિધર્મ પામ્યો નહિ માટે દેશના નિષ્ફળ ગઈ !

ભલે....એ વાત તો આપણને શિરસા માન્ય છે. પરન્તુ વીરની આ દેશનાની નિષ્ફળતાના ખ્યાનમાં કેટલી મોટી સફળતા પડી છે એ તો જૂઓ.

આજના જમાનાવાદીઓ માટે તો આ નિષ્ફળતાનું ખ્યાન ખરેખર જબ્બર લપડાક પૂરવાર થયું છે.

એ કહે છે, "સાવધાન! રખે કોઈ ભ્રમમાં રહી જતા કે વીરનું શાસન પૈસાદારોથી ચાલી શકે છે; કે ખુરશી-પતિઓ એના સુકાની બની શકે છે; ના, જરાય નહિ; વીરનું શાસન તો પૂરા એકવીસ એકવીસ હજાર વર્ષ સુધી ચાલશે જ; પરન્તુ સંસારના ભોગસુખોને લાત મારીને મોહરાજની સામે કેસરીઆ કરીને રણમેદાને પડતા —ઝઝૂમતાં—વીરના વિરતિધરોથી જ એ ચાલશે.

ધનપતિઓને આ શાસનનું નાવડું હંકારવા માટે ભલે કદાચ વિરાટ સંખ્યાબળની જરૂર જણાતી હોય પણ સબૂર! સંખ્યાબળની એ ધૂન ભ્રાન્ત છે. વીરનું શાસન સંખ્યાએ ચાલતું નથી; ગુણવત્તાએ જ ચાલે છે.

વીર પોતે એક જ હતા ને!

પાંચમાં આરાના અંતે વીર શાસનના અગ્રણી દુપ્પ-સહસૂરિજી પોતે એક જ છે ને?

આજે ય વિરતિધર્મના ગુણના હલેસાંએ જ એ નાવ ચાલશે. જ્યાં વિરતિ છે ત્યાં જ ધર્મ છે; ત્યાં જ શાસન છે; ત્યાં જ અભ્યુદય અને નિઃશ્રેયસ છે.

વિરતિધર્મજનિત પ્રભાવથી જો ધર્મપ્રભાવ પ્રસરતો હોય, કે ધર્મ પ્રચાર થતો હોય તો તે ધરાર માન્ય છે.

પરન્તુ વિરતિ વિહોણાં ભાષણો; લેખો; કે કોઈ પણ પ્રચાર સાધનો બધાં ય ભૂંસા ભરેલા—ખેતરે ઊભેલા—જૂઠા

જાડીઆ-ચાડીઆ જેવા છે. એવાઓના દંભ ઝાઝા ચાલી શકતા નથી.

વીરશાસન તો આવા પ્રચારોથી હરગીજ બદ્ધમૂલ બની શકતું નથી.

વીરની પ્રથમ દેશનાની નિષ્ફળતાનો આ સફળ સંદેશ છે. આપણે સહુ એને આ પળે તો અવશ્ય ધ્યાનમાં લઈએ.

નિષ્ફળ દેશનાને પડતી મૂકીને દેવાધિદેવ તે સ્થાનેથી વિહાર કરી ગયા.

વૈ. શુ. અગીઆરસનો દિવસ ધન્ય બની ગયો; અમર થઈ ગયો. અનંતજીવોને અભયદાતા બની ગયો.

એ દિવસ હજારો આત્માઓને વીરે સર્વવિરતિધર્મની ભેટ કરી. એમાંના મુખ્ય અગીઆર બ્રાહ્મણોને પોતાના ગણધરપદે આરૂઢ કર્યા.

ઉત્કૃષ્ટ કક્ષાના વિનયને લઈને તે જ પળે તેમને દ્વાદશાંગીનો ક્ષયોપશમ થયો. પરમાત્માએ તેને અનુજ્ઞા આપી.

વીર શાસનની સ્થાપના થઈ.

---

# વિશ્વોપકારક વ્યવસ્થા

[૩]

શાસન-સંઘ-શાસ્ત્ર-સંપત્તિ-ધર્મ.

કોઇ પણ વ્યવસ્થા માટે પાંચ વસ્તુઓની ઉપસ્થિતિ અત્યંત અનિવાર્ય છે. (૧) સંસ્થા (૨) સંચાલક (૩) નિયમાવલિ (૪) વસ્તુઓ (૫) ઉદ્દેશ.

દવાખાનું ચલાવવા માટે દવાખાનાની સંસ્થા જોઈએ; સંચાલક તરીકે ડૉક્ટર, કંપાઉન્ડર વગેરે જોઈએ, રોગાદિ અંગેના પુસ્તકો જોઈએ. (૪) દવાખાનું, ટેબલ, ખુરશી, દવા વગેરે વસ્તુઓ જોઈએ અને (૫) એ સંસ્થાનો ઉદ્દેશ "દરદીને રોગમુક્તિ' વગેરે હોવા જોઇએ.

પાંચમાંથી કોઈ પણ એક બાબતનો છેદ ઉડાડી દો; કામ અટકી જ પડશે.

દેવાધિદેવ પરમાત્મા મહાવીરદેવ તો વિશ્વમાત્રનું કલ્યાણ કરવાની ભાવનાથી ભાવિતાત્મા હતા. સર્વજીવોને રાગાદિ રોગોમાંથી મુક્તિ આપવાનો એમનો ઉદ્દેશ હતો.

પણ એ માટે કોઇ સંસ્થા તો જોઇએ જ.

એમણે વિશ્વકલ્યાણકર શાસન નામની સંસ્થા સ્થાપી. એના સરળ સંચાલન માટે શ્રમણ પ્રધાન ચતુર્વિધ-સંઘને સંચાલક તરીકે નીમ્યો.

ઉત્સર્ગ, અપવાદાદિમય વિવિધ શાસ્ત્રો રૂપે નિયમાવલિ આપી.

પણ સંપત્તિ વિના કોઇ સંસ્થા ન ચાલે એટલે સાત ક્ષેત્રોની બહિરંગ સંપત્તિનું અને વિરાગ, સમાધિ, મૈત્રી આદિની અભ્યંતર સંપત્તિનું પ્રકાશન કર્યું.

ભલે; આજે વીર પરમાત્મા હાજરાહજૂર નથી. પરન્તુ જે આત્માને રાગાદિથી મોક્ષ પામવો છે એના માટે તો ઉપરોક્ત પાંચે ય સ્વરૂપે પરમાત્મા વીર હાજરાહજૂર છે.

જેમનો ઉદ્દેશ આંતર રોગમુક્તિનો હોય તે તમામ આત્માઓ આ શાસન નામની સંસ્થામાં જોડાઈ શકે છે. અને મોક્ષભાવને અચૂકપણે પ્રગટ કરી શકે છે.

**શાસન :**

જગચિંતામણિ સૂત્રમાં તીર્થંકરદેવના શાસનને 'અપ્રતિહત' કહ્યું છે. એ કદી કોઈનાથી હણાતું નથી. એની સ્વયંભૂ તાકાતના બળે જ એ આ વિશ્વ ઉપર જીવંત છે, અનેક મુમુક્ષુઓના મોક્ષભાવનું પ્રાકટ્ય એ કરતું જ રહે છે એને હણનારા જ હણાઈ જાય છે; એને ધૂળ ઉડાડનારાની આંખો જ એ ધૂળે આચ્છાદિત બની જાય છે.

આથી જ અજિતશાન્તિ સ્તવમાં અપ્રતિહત એવા એ શાસનને જગતમાં સર્વોત્તમ [ જસ્સ જગુત્તમ સાસણ અસ્સા ] કહેવામાં આવેલ છે.

વસ્તુ સ્થિતિ પણ આવી જ છે.

સમગ્ર વિશ્વ ઉપર આ 'શાસન'નો ઉપકાર છાઈ ગયો છે. આ લીલ ફુગમાં રહેલા અનંતાનંત જીવોની કરુણા ય એણે વિચારી છે.

સમુદ્રોના પાણીના ટીપે ટીપે રહેલા અસંખ્ય જીવોની હિતચિંતા પણ એણે જ કરી છે.

આફ્રીકાના જંગલોમાં પથરાએલી જીવસૃષ્ટિના મોક્ષની કામના એણે જ સેવી છે.

ના. માનવોના હિત પૂરતું જ આ શાસન મર્યાદિત રહ્યું નથી; મિત્રોના જ અભય વચનનો આદર્શ એણે આપ્યો નથી. એનું વિશ્વબંધુત્વનું વર્તુળ એટલું બધું વિરાટ બનીને પથરાયું છે કે ત્રણે ય કાળના અને ત્રણે ય લોકના સર્વજીવોની હિતચિંતાને એણે પોતાનામાં સમાવી લીધેલી છે. આથી જ મામકા-પરાયાના ભેદ એને ઘેર રહ્યા નથી; શત્રુ-મિત્રના નાતા એની નાતમાં લખાયા નથી, વહાલા દવલાના દાવ એને ત્યાં ખેલાતા નથી.

આ સિવાય એનો એક અજોડ પ્રભાવ સમજવા જેવો છે. જે પુણ્યાત્માઓ જૈન શાસનમાં જન્મ પામ્યા છે એમાંના ઘણાં બધા આત્માઓ જન્મથી જ માંસાહારી નથી; દારૂપાન કરતા નથી; અપેયનું પાન કરતા નથી; અભક્ષ્યનું ભોજન કરતા નથી.

એ બધા ય જીવોએ પૂર્વજન્મોમાં હજારો વાર શું માંસ ખાધું નથી ? દારૂ પીધો નથી ? અભક્ષ્ય અને અપેયના સેવન કર્યા નથી ?

તો શા માટે એ પાપિષ્ઠ સંસ્કારોનું ઉદ્બોધન અહીં ન થયું ? ઉપરથી, એ માંસાદિ પ્રત્યે ઘોર નફરત કેમ પેદા થઇ ? માંસાહારી વગેરે લોકોનો સહવાસ પણ એમને અકારો કેમ થઇ પડે છે ?

કહેવાય છે કે ૯૫ ટકા જેટલા લોકો માંસાહારાદિ કરે છે. આટલા બધા લોકોની વચમાં 'માઈક્રોસ્કોપીક માઇનોરીટી'–ખૂબ નાની લઘુમતિ–ધરાવતા આ લોકોને એ બહુમતિનો ચેપ પણ કેમ નહિ લાગતો હોય ?

શું બાળવયમાં જ એમણે માંસ-દારૂના અપાયોને જણાવતાં પુસ્તકો વાંચ્યા છે ? ના.

તો ? આવી સિદ્ધિ શાથી પ્રાપ્ત થઈ ?

એક જ સમાધાન જડે છે કે આ લોકોને જન્મતાં જ જિનશાસન મળી ગયું છે એનો જ આ બધો ય મહિમા છે.

અહો ! જે અભક્ષ્યનો ત્યાગ કરવાનો વિચાર કરતાં જ અભક્ષ્ય–ભક્ષકોના શરીમાંથી ધ્રૂજારી છૂટી જાય છે તે અભક્ષ્યનો ત્યાગ જન્મતાં જ કરી દેવાની અજોડ સિદ્ધિ માત્ર જિનશાસનને આભારી છે.

અશુભ સંસ્કારોની એલેંસ બોલતી હોવા છતાં, અશુભ વાતાવરણની વચમાં જ રહેવા છતાં એ અશુભતાને સ્વપ્નમાં ય સ્પર્શવા ન દેવાની સિદ્ધિ આપે છે, એક માત્ર જિનશાસન.

એક જ આત્માને સર્વવિરતિધર્મનું પ્રદાન કરીને, એ આત્માના નિમિત્તે સંસારમાં ચાલનારી—ઘોર હિંસામાંથી સર્વજીવોને એ મુક્તિ અપાવી દે છે.

સર્વવિરતિ ધર્મનું કેવું અનુપમ આયોજન એમાં થએલું છે કે એના પાલકને મુક્તિ મળે; બીજા સર્વ જીવોને અભયવચન પ્રાપ્ત થઈ જાય.

જગતમાં જોટો નથી આવા જિનશાસનનો ! સર્વ જીવો ઉપર થતી એના ઉપકારોની હેલિનો !

શરણે જઇએ; એ શાસનના.

**સંઘ :–**

સંઘ એટલે શ્રમણ પ્રધાન ચતુર્વિધ સંઘ. શાસન–પતિ પરમાત્માની આજ્ઞાને શિરસાવંદ્ય કરે તેવા જ સાધુ, સાધ્વી, શ્રાવક, અને શ્રાવિકાનો સંઘ હોય.

જમાનાવાદી, તકવાદી, કીર્ત્તિકામનાવાદી, લોકો ભલે નવકારમન્ત્ર ગણતા હોય; તીર્થયાત્રા કરતા હોય, મંદિરોના વહિવટ પણ કરતા હોય પરન્તુ જો તેઓ જિના-જ્ઞાને શિર ઝુકાવી શકતા ન હોય તો તે બધાયનો સંઘ ન

કહેવાય. પૂ. પાદ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજાએ તો આવા લોકોના કહેવાતા સંઘને 'હાડકાનો માળો' કહ્યો છે.

સંઘ તો તીર્થંકરદેવની જેમ પૂજ્ય છે. આથી જ એની ઉપર અથાગ બહુમાન રાખવાનું જૈનમાત્રનું કર્તવ્ય જણાવાયું છે.

સંઘના પ્રત્યેક અંગ પ્રત્યે અપાર વાત્સલ્ય હોવું જોઈએ. 'મારો સાધર્મિક ભાઇ; મારા ગુરૂ' એવો આત્મીય ભાવ જો દરેકના અંતરમાં જાગ્રત થઇ જાય તો સંઘના કોઇ પણ અંગનો કોઇ પણ પ્રશ્ન ઊભો રહે નહિ.

ચતુર્વિધ સંઘના કોઈ પણ સભ્યનું મહત્ત્વ કેટલું ગૌરવપૂર્ણ છે ? એમાં સમાનતાનો આદર્શ આજે પણ કેવો જીવંત છે એનો એક જ દાખલો બસ છે.

સાંવત્સરિક વગેરે પ્રતિક્રમણોમાં ચાલીસ વગેરે લોગસ્સનો કાઉસ્સગ્ગ આવે છે. જયાં સુધી બધા ય આ કાઉસ્સગ્ગ પારે નહિ ત્યાં સુધી સંઘની કોઈ મોટામાં મોટી શ્રીમંત વ્યક્તિ; કે આચાર્યપદારૂઢ મહાત્મા પણ પ્રતિક્રમણની ક્રિયા આગળ ચલાવી શકતા નથી.

સાવ અબૂઝ જૈન હોય, ખૂબ જ ધીમે ધીમે લોગસ્સ ગણતો હોય, ઘણી વાર પણ લાગતી હોય તો ય શિસ્ત તે શિસ્ત. તે જૈનને અવગણીને મોટો ખેરખાં પણ આગળ વધી શકે નહિ.

સંઘપૂજામાં દૂધ અને પાણીથી થતો પ્રત્યેક જૈનના

ચરણ પ્રક્ષાલ એ સંઘના ગૌરવનો ઉત્કૃષ્ટ નમુનો છે.

સાધર્મિક જમણવારમાં શેઠ અને નોકર, વગેરે તમામ ઊંચી નીચી પાયરીના લોકો સમાનતાના રંગે રંગાઈ જાય છે તે દૃશ્ય અત્યંત હૃદયસ્પર્શી હોય છે.

સંઘમાં વ્યક્તિનું શ્રીમંત વગેરેના નાતે મહત્વ જ નથી; ત્યાં તો સંઘના અંગ તરીકેનું જ તે તે વ્યકિતનું મહત્વ એક સરખું આંકવામાં આવે છે.

આથી જ માંડવગઢના મહામન્ત્રી પેથડ સંઘના આગંતુક બંધુને જોતાં જ હાથી ઉપરથી ઊતરીને તેને ભેટી પડતા અને સૌ પ્રથમ પોતાને ઘેર જમવાનું ભાવભર્યું આમંત્રણ દેતા; તે આગંતુકના કપડા-લત્તા કે ગરીબીને આ બાબતમાં લેશ પણ વિચારવામાં આવતી ન હતી.

દુનિયામાં ધર્મો તો ઘણા છે પરન્તુ વીતરાગ સર્વજ્ઞ પ્રરુપિત ધર્મશાસનના સંચાલન માટેની વ્યવસ્થા જેવી સુવ્યવસ્થા કયાં ય નથી; ધર્મ શાસનના સંચાલકોના સમાન ગૌરવ જેવું ગૌરવ કયાં ય નથી.

યુગપ્રધાન ભગવંત ભદ્રબાહુસ્વામીજી કે તાર્કિકશિરોમણિ સિદ્ધસેન દિવાકર સૂરિજીને પણ પળભર ઊભા રાખી દેવાની તાકાત જે શ્રી સંઘ પાસે છે એના ગૌરવને કાંઈ આપણી બુદ્ધિની ફુટપટ્ટીથી માપી શકાશે ખરું ?

બેશક, આ સંઘવ્યવસ્થા આ યુગની મતપદ્ધતિ નથી કેમકે આજની મતપદ્ધતિમાં સમાનતાના નામ નીચે

ઘોર અસમાનતા જ ગંધાએલી છે, શિક્ષિત અને અભણુનો, ચિંતક અને પાગલનો, ખૂની અને શાહુકારનો મત જ્યાં સરખો જ ગણાતો હોય તે મત–સમાનતા કેટલી ભયંકર અસમાનતા અને અરાજકતા પ્રજામાં ઊભી કરે છે? એ વાત હવે તર્કોથી કે પ્રસંગો આપીને સાબિત કરવાની કશી જરૂર દેખાતી નથી.

સંઘવ્યવસ્થામાં પણ મતાધિકાર તો છે જ; પણ અહીં મત એટલે 'અભિપ્રાય' અર્થ થાય છે, સંઘની દરેક વ્યકિત–નાનામાં નાની વ્યક્તિ–પણ પોતાનો અભિપ્રાય જરૂર આપી શકે પન્તુ અંતિમ નિર્ણય કાંઈ મતોથી ન લેવાય પરન્તુ શાસ્ત્રજ્ઞોના વિચારથી લેવાય; ગીતાર્થ ગુરૂ-વર્યોથી જ લેવાય.

અઢાર દેશના અધિપતિ મહારાજા કુમારપાળ સંઘના સભ્યની ચરણરજ માથે મૂકતાં; સંઘના સભ્યોને શીળી છાંયડી દેતાં લીંબડા અને વડલાના વૃક્ષોને ય નમસ્કાર કરતા.

આ તે જૈનસંઘ છે જેના અકિંચનો–પુણીઆ અને કુંડલીઆ–ના નામ પણ પરમાત્મા મહાવીરદેવના કે ધુરંધર આચાર્યોના શ્રીમુખે ચડી ગયા છે.

**શાસ્ત્ર :—**

આચારાંગ વગેરે બાર અંગમય દ્વાદશાંગી એ આપણું શાસ્ત્ર; જીવન વિકાસની નિયમાવલિથી સુબદ્ધ

એ શાસ્ત્રોએ અગણિત આત્માઓને મોક્ષમાર્ગની દિશા ચીંધી છે; એ માર્ગે ઠોકર ખાનારા આત્માઓની શુદ્ધિ કરાવીને એમની જનેતા બનવાનું સ્થાન એ શાસ્ત્રોએ શોભાવ્યું છે.

આધ્યાત્મિક જીવનને મંદીના વાયરાના ઝપાટે ઝીંકાતું જોઈને અપવાદ માર્ગના આપદ્ધર્મનો ટેકો દઈને અનેકોના જીવનને પુનઃ સ્વસ્થ બનાવી દેવાનું કામ કરીને એ શાસ્ત્રોએ સાચા મિત્રની ગરજ સારી છે.

એના સ્વાધ્યાયના રસ દ્વારા મુમુક્ષુઓએ ભોગરસની કાયમી કબર ખોદી નાંખવામાં સંપૂર્ણ સફળતા હાંસલ કરી છે.

ભવરાનમાં ભટકતા ભવ્યાત્માઓનો એ ભોમીઓ બન્યો છે.

આથીસ્તો સૂરિપુરંદર આચાર્યભગવંત શ્રીમદ્ હરિભદ્રસૂરિજી મહારાજાએ એક વાર એક શ્લોકમાં લલકાર્યું કે, " જો અમને આ જિનાગમની પ્રાપ્તિ ન થઈ હોત તો પંચમકાળના ઝાઝેરા પાપોથી ખરડાઇ ગએલા અમારા જેવા આત્માઓનું થાત શું ? એના વિનાના 'અનાથ' એવા અમે પાપભર્યા સંસારના અંધકારમાં ક્યાં ક્યાં અથડાત ? ક્યાં ક્યાં ટીચાત ? ભલું થયું કે અમને જિનાગમો મળી ગયા.'

આ જિનાગમોમાં જે તત્ત્વજ્ઞાન ઠાંસી ઠાંસીને ભર્યું છે તેનો તાગ તો કોઇ પામી શકે તેમ નથી. સૂક્ષ્મમાં સૂક્ષ્મ વાતનું સ્થૂલમાં સ્થૂલ સમજણથી તેમાં નિરુપણ છે.

આત્માના વિકાસની તેમાં કવિતાઓ છે; કર્મના ચિંતનની તેમાં સેંકડો વાવડીઓ ભરેલી છે, ઈશ્વરભક્તિના તો હજારો પાનાં આલેખાયાં છે; ઉત્થાનની રસદાર કેડીનું દર્શન કરાવવા સાથે પતનના ઝપાટાની રક્ષા કાજે દીવા દાંડીઓ પણ ત્યાં ઊભી કરવામાં આવી છે.

મા બનીને મુમુક્ષુઓને વાત્સલ્ય પીરસાયું છે; પિતા બનીને તેમને કડક વેણ પણ કહેવાયા છે. સ્યાદ્વાદ અને નયનિક્ષેપનું સ્વરૂપદર્શન તો વિશ્વને જિનાગમોની જ દેન છે.

દ્વાદશાંગીના દોહન કરીને અનેક મહાપુરુષોએ યોગ, અધ્યાત્મ વગેરે વિષયો ઉપર અદ્‌ભુત ગ્રન્થોના સર્જન કર્યાં છે.

ચૌદ ગુણસ્થાનો, ચૌદ જીવ ભેદો, આઠ યોગ દૃષ્ટિઓ, સોળ ભાવનાઓ, પંદર સિદ્ધભેદો, ૫૬૩ જીવ ભેદો વગેરે વગેરે હજારો વિષયો ઉપર એ ગ્રન્થોમાં તલ-સ્પર્શી, હૃદયવેધી ચિંતનો પીરસાયાં છે.

વંદન હો, તે-જિનાગમોને—નાગરિક શાસ્ત્રોને; અધ્યાત્મની પગદંડીઓને, જીવન ઘડતરની નિયમાવલિ-ઓને, ચાર પુરૂષાર્થના સુબદ્ધ બંધારણોને.

કોટાનકોટિ વંદન હો; વિશ્વની મહાવ્યવસ્થાના દર્શક એ જિનાગમોને.

જિનાગમોની આવી પૂજ્યતા નજરમાં હતી માટે જ અજિત શાન્તિ સ્તવનમાં સ્તવનકાર મહર્ષિએ અંતમાં ગાયું, "હે જીવ ! જો તું પરમપદની પ્રાપ્તિને ઈચ્છતો હોય; રે ! આ લોકમાં પણ સુખ સામગ્રીને તું ઝંખતો હોય તો બીજે ક્યાં ય ભટક્યા વિના વિશ્વમાત્રનું કલ્યાણ કરવામાં સુસમર્થ એવા જિનવચનને જ તારે હૈયે સ્વીકાર."

પૂ. પાદ હરિભદ્રસૂરિજી મહારાજાએ ષોડશક ગ્રન્થમાં કહ્યું છે કે "જેના હૈયે જિનવચનની પ્રતિષ્ઠા થઈ એના હૈયે પરમાત્માની જ પ્રતિષ્ઠા થઈ.

ગણધર ભગવંત કહે છે, "હે જીવો ! મોક્ષમાર્ગમાં શ્રેષ્ઠ વાહન જો કોઈ હોય; કુવાદીઓના દર્પને ચૂરચૂર કરી દેવાની તાકાત જો કોઇ ધરાવતું હોય તો તે એક માત્ર જિનમત છે. હે બુદ્ધ પુરુષો ! તમે તેના શરણે જાઓ.

વિશ્વમાં સર્વોત્તમ જિનમતને અમારા વંદન."

સંપત્તિ :–

'શાસન' નામની વિશ્વ કલ્યાણકર સંસ્થાનું વિરાટ સંચાલન કરવા માટે ચતુર્વિધ સંઘને સંપત્તિની તો જરૂર પડે જ.

એ સંપત્તિનું પણ શાસનપિતા પરમાત્માએ નિરુપણ કર્યું છે. એમાં મુખ્યત્વે સાતક્ષેત્રોની સંપત્તિઓ જણા-

વવામાં આવેલ છે. તેમના નામો આ પ્રમાણે છે.

જિનમંદિર, જિનબિંબ, શ્રુતજ્ઞાન, સાધુ, સાધ્
શ્રાવક અને શ્રાવિકા.

સાત ક્ષેત્રોનો જેટલો વિકાસ વધુ થાય, જેટ
પુષ્ટિ વધે તેટલું જિનશાસન વધુ દીપે.

જિનશાસનના બહિરંગ પ્રાણના સ્થાને આ બ
બાહ્ય સંપત્તિઓ જ છે. એ 'બહિરંગ છે' એની અવગણ
એમ કહીને કદી પણ કરી શકાય નહિ.

આ સાતની સાથે સાથે અનુકંપા, શુભ આ
પૌષધ શાળા, વગેરેને પણ બહિરંગ સંપત્તિ કહેવા
આવી છે.

ગગનમાં લહેરાતી જિનમંદિરની જયપતાકાને જુએ
તમને જિનમંદિરની સંપત્તિની બહિરંગ ભવ્યતા આં
આંખ જોવા મળશે.

સેંકડો, હજારો ભાવુકોથી ત્યાં ઊભરાએલા માનવમહે
રામણને જૂઓ; તમને એમાં પણ સંપત્તિનું દર્શન થશે.

આ શાસનની સંપત્તિઓની તો શી વાત કરું
જ્યાં ને ત્યાં જે ને તે ક્રિયામાં મને તો જિનશાસનન
સંપત્તિનો અતિ ભવ્ય સાક્ષાત્કાર થાય છે.

જૂઓ પેલા ડોશીમા ! સવારના પહોરમાં હાથમ
પૂંજણી લઈને કોલસા ઉપર ફેરવી રહ્યા છે અને કાંઈ
બબડે છે;

"એક પણ બિચારો, નિર્દોષ જીવ મારા કોલસામાં સળગી ન જ જવો જોઈએ" જીવદયાના સિદ્ધાંતની કેવી જીવંત સંપત્તિ છે એ અમારા ડોશીમા ! મહાવીર દેવની શ્રાવિકા !

જૂઓ પેલા સંખારો ગાળતા વહૂ ! પિયેરમાં મા પાસેથી આવું અનુપમ શિક્ષણ તેમણે મેળવ્યું છે.

કરુણાથી છલકાઈ ગએલું આ હાલતું-ચાલતું બોલતું ચિત્ર છે; વહૂ.

કોને પડી છે, આ જમાનામાં સંખારો સૂકવવાની. જૂઓ; ફાગણ સુદ તેરસની તીર્થાધિરાજ શ્રી શત્રુંજયની યાત્રા ! હજારો નર-નારીઓ ઉલ્લાસ ભેર ઉપર જઈ રહ્યા છે. નેરોકટમાં અને અમેરિકન કટમાં સજ્જ છતાં અમારો એ જૈન યુવાન પોતાના મિત્રો સાથે દેવાધિદેવ પરમાત્મા આદિનાથની જીવનકથા કથતો આગળ વધી રહ્યો છે.

ઓલા યુવાનો ! નેરોકટની જરા ય પરવાહ કર્યા વિના પરમાત્માના મંદિરમાં ચૈત્યવંદન કરી રહ્યા છે. શાબાશ ! યુવાનો ! શાબાશ.

આ છે; પરમાત્મ ભક્તિની અમારી જીવંત સંપત્તિ !

જૂઓ ! જૂઓ ! આ જ નેરોકટવાળા યુવાનોને મુનિવરોના નગર પ્રવેશનાં સામૈયામાં લાજ મૂકીને નાચતા જૂઓ !

'જય મહાવીર' 'જય મહાવીર'ના નારા લગાવતાં સૌ પાસે ઝીલાવતાં–ગગનભેદી સાદ દેતાં–ઝપાટાબંધ આગળ વધતાં જૂઓ !

ઊભી બજારે એમને દાંડીઆ લેતા જૂઓ ! આ જોવાનો ય જીવનનો એક લ્હાવો છે !

આ છે જિનશાસનની અમર સંપત્તિઓ !

રથયાત્રાના ભવ્ય વરઘોડાઓમાં. બળદના સ્થાને ગોઠવાઈ જતાં; બળદીઆ બનીને પ્રભુજીને ખેંચવામાં અનેરી રસલ્હાણ માણતાં એમને જૂઓ. હર્ષના આંસુએ તમારી આંખો છલકાઈ જશે.

મહોત્સવનો અંતિમ દિવસ ! શાન્તિસ્નાત્રના રૂપમાં પરમાત્મભકિતનું રસમધુર; પ્રીતિભરપૂર આયોજન !

એક સાથે મન્ત્રોચાર કરતાં આબાલ ગોપાલ. આપણી શાસન સંપત્તિ છે; સંધ્યાના સમયે મંદિરના પટાંગણમાં રાસડાં લેતી અને ભક્તિગીતો બહેલાવતી બહેનો આપણી સંપત્તિ છે.

લઘુતા–પ્રભુતાના કશા ય ભેદભાવ વિના એક સાથે સંઘ જમણમાં બેસતાં શ્રાવક, શ્રાવિકાઓ; એક અનોખી સંપત્તિ છે.

જૂઓ ! વર્ષીદાન દેતા મુમુક્ષુને !

આજે એ સંસાર ત્યાગે છે. હાથી ઉપર બેસીને એ વર્ષીદાન દે છે. જૂઓ નિયુક્ત સ્થાને એ નીચે ઉતરે છે; હસતે હૈયે અને હસતી આંખે એના માત પિતા એને આશિષ આપે છે, 'શિવાસ્તે સન્તુ પન્થાનઃ.'

હવે સામાયિક વ્રત દાનની ક્રિયા શરૂ થાય છે. અરે ! આ ઓઘો અપાયો અને એ મુમુક્ષુ આનંદવિભોર બનીને નાચવા લાગ્યા.

વેષપરિધાન થયું....નામકરણ થયું. ગુરૂદેવે હિતશિક્ષા આપી. વિરતિધર્મની ભરપેટ અનુમોદના કરતો સંઘ વિખરાયો.

આ બધી જૈનશાસનની સંપત્તિ છે.

જે જિનમંદિરોમાં લાખો ભાવુકો પવિત્ર મનથી, પવિત્ર તનથી, પવિત્ર ધનથી અને પવિત્ર વ્યવહારથી આવ્યા અને એકેકા ભાવુકે ત્યાં આવીને જે પ્રભુભક્તિ કરી એનાથી પ્રત્યેક વખત અનિવાર્ય વાતાવરણનું ગઠન એમાં થતું ચાલ્યું. દરેક ભકતે એ ગઠનને વધુને વધુ મજબૂત બનાવ્યું.

આમ આ આખું ય ધર્મક્ષેત્ર નિષ્પ્રાણ પથ્થરોનું બનેલું મંદિર ન રહેતાં આધ્યાત્મિક વિદ્યુત બળોનો સંચાર કરતું-જીવંત ધર્મક્ષેત્ર (Charged sphere) બની ગયું.

હવે તો જે કોઈ ભક્ત ત્યાં આવ્યો; તે ક્ષેત્રમાં પ્રવેશ્યો કે ઝડપાયો જ છે. એ વિદ્યુત્પ્રવાહો એના આત્માના

પ્રદેશે પ્રદેશમાં ઝાટકા લગાવે છે; અને મોહના કાળામાં કાળા મળને ઊખેડીને ફગાવતા રહે છે.

ક્રોડો રૂપીઆનું મંદિર એ તો સ્થૂલ સંપત્તિ છે; પરન્તુ એનામાં ઉત્પન્ન થએલી લાખો ભકતોની પાવક વિદ્યુતશક્તિ; અને એથી એ તૈયાર બનેલું જીવંત ધર્મક્ષેત્ર એ તો આ જિનશાસનની મહામૂલી સંપત્તિ છે.

દુઃખિતોના દુઃખોને દૂર કરનાર તો આ દુનિયામાં ક્રોડો સ્થાનો છે પરન્તુ પાપીઓને પશ્ચાત્તાપના આંસુએ પખાળીને પવિત્ર કરનારા મંદિર જેવા ધર્મસ્થાનો તો ખૂબ જ થોડા છે. એ સંપત્તિઓની રક્ષા તો જીવ સાટે ય કરવી જોઈએ.

ઈશ્વરના વિરહમાં, એના વિરહે ત્રાસી ઊઠેલો વિર· હીજન એની પ્રતિમા બનાવીને એનું દર્શન ન કરે તો બીજું શું કરે ?

પાગલોને ભલે એમાં પથ્થરના દર્શન થાય; પણ કોઇ પ્રણુયી જનને જરા પૂછી આવજો તો ખરા કે પ્રણયીના વિરહમાં પ્રણુયીની પ્રતિકૃતિ કેટલું આશ્વાસન આપી શકે છે ?

લાખો રૂપીઆની સંપત્તિને ત્યાગીને નિર્ગ્રન્થ બનતો એક કિશોર જૈનશાસનની અણમોલ સંપત્તિ છે.

રૂપ લાવણ્યે નીતરતી કાયા ધરાવતી, પુણ્યવંતી કોઈ કન્યા ચંદનબાળાના રાહનો ચાહ પામીને એ કઠોર પંથે,

-કોક કંતની જીવન સંગાથિની બનવાનું સ્વપ્ન વિખેરીને-ડગ માંગતી જુઓ ત્યારે બોલી ઊઠજો કે આ છે; જૈન શાસનની મૂલ્યવાન સંપત્તિ.

તપ :સ્વાધ્યાયનિરત મુનિવરો; નતચક્ષુએ ભિક્ષા લેતા ગીતાર્થો, ગુરુમાતાના ખોળે કિલ્લોલ કરતાં બાળ-મુનિવરો, ઘેઘૂર વડલાના પ્રતીકશા ઉપાધ્યાય ભગવંતો, શાસનપ્રભાવક આચાર્યો જિનશાસનની બેનમૂન સંપત્તિઓ છે. રે ! ગ્લાનમુનિનું મેલું ઉઠાવતા કોઈ ભક્તરાજ મુનિવર પણ આ જિનશાસનની અનુપમેય સંપત્તિ છે,

છ'રી પાળતાં-તીર્થયાત્રા કરતાં-સંઘો, ઉપધાનો, ઉજમણાઓ, ઉપાશ્રયો, નવપદની ઓળીના સામૂહિક આરાધનો, પૂજાઓ અને ભાવનાઓ; પર્યુષણા-પર્વના તપ યુક્ત સામુહિક આરાધનો, સંઘજમણો, નવકારશીઓ-આ બધી-શ્રી જિનશાનસની ગૌરવાંકિત સંપત્તિઓ છે.

વંદન હો; નવકારથી માંડીને સર્વવિરતિધર્મની સંપત્તિને, મુહપત્તિથી માંડીને શીખરજી-તીર્થની સંપત્તિને!

**ધર્મ** :—'શાસન' નામની વિશ્વકલ્યાણકર સંસ્થાનો ઉદ્દેશ તો હોવો જોઇએ. ઉદ્દેશ વિનાની તો કોઇ સંસ્થા ન હોય.

દેવાધિદેવ, શાસનપતિ પરમાત્માએ પણ આ સંસ્થાનો ઉદ્દેશ જણાવતાં કહ્યું છે કે, જેણે રાગાદિ આંતરશત્રુઓને માંદા પાડવા છે; મારી નાંખવા છે તેણે જ આ સંસ્થામાં

જોડાવવું જરૂરી છે. કેમકે આ સંસ્થા આંતરશત્રુનો નાશ કરવાનો એક માત્ર ઉદ્દેશ ધરાવે છે.

આમ 'રાગ નાશ' એ જ આ શાસનનો ઉદ્દેશ છે. રાગ જ ખરાબ છે. વસ્તુ ઉપરના રાગ કરતાં ય વસ્તુ ઉપરના રાગનો રાગ અને વસ્તુ ઉપરના દ્વેષનો રાગ એ અત્યંત ખરાબ છે. સુખરાગ અને દુઃખદ્વેષ જીવમાત્રને ગમે છે. એનો આ 'ગમો' જ સંસારનું મૂળ કારણ છે. જેણે સંસારને ખતમ કરવો હોય; જેણે અજન્મા બની જઈને મોક્ષમાં જવું હોય તેણે સુખરાગ અને દુઃખદ્વેષ ઉપરના રાગને સૌ પ્રથમ ખતમ કરવો જોઈએ.

આ રાગ ગયા પછી સુખરાગ અને દુઃખદ્વેષને જતાં વાર નહિ લાગે. અને ત્યાર પછી સુખત્યાગ કરતાં ય વાર નહિ લાગે.

આમ વીર પરમાત્માએ એક જ ધર્મ બતાડયો છે; રાગનો ત્યાગ કરો....અને ત્યાગના રાગી બનો.

જેટલો ખરાબ રાગ છે તેટલા જ ખરાબ રાગ કરાવતાં ભોગ સાધનો–સ્ત્રી, ધન વગેરે છે. અને તેટલો જ ખરાબ–તે બધા ય ને પોતાની ગોદમાં વસાવતો સંસાર છે.

આમ રાગ; તેની સામગ્રી અને ઘર–ત્રણે ય ને પરમાત્માએ ખરાબ કહ્યા છે. માટે ત્રણે ય ના ત્યાગને ધર્મ કહ્યો છે.

તીર્થ, મંદિર, મૂર્તિ વગેરે જિનશાસનનો બહિરંગ પ્રાણ છે. તો રાગમુક્તિ એ જિનશાસનનો અંતરંગ પ્રાણ છે.

બહિરંગ પ્રાણ જેટલો વધુ ધબકે એટલો વધુ અંતરંગ પ્રાણ પણ ધબકે.

જિનશાસનની દીર્ઘજીવિતા માત્ર અંતરંગપ્રાણના ધબકારામાં નથી; બહિરંગપ્રાણનો ધબકાર પણ તેમાં અસાધારણ કારણ છે.

શાન્તસુધારસકારે ધર્મતત્ત્વનો મહિમા વર્ણવતા જણાવ્યું છે કે જો આ ધરતીમાં વારંવાર કંપનો જાગતા ન હોય; જો સમંદરો માઝા મૂકતા ન હોય; સૂરજ અને ચંદાના બિંબો જો ગગનેથી ક્યારે ય તૂટી પડતા ન હોય; ષડ્ઋતુઓ પોતાના ક્રમ મુજબ પરિવર્તન પામ્યા કરતી હોય તો તેનું મૂળ કારણ ધર્મ જ છે.

વિશ્વમાં જે કોઈ જીવ કોઈ પ્રકારનું સુખ અનુભવે છે તેના મૂળ કારણમાં સાક્ષાત્ કે પરંપરયા ધર્મ જ છે.

અહો! જગતમાં ય જેની કોઈપણ દવા હજી સુધી શોધાઈ નથી, તે જન્મ, જરા અને રોગના મૂળીઆ ઉખેડી નાંખવા માટેની જડીબુટ્ટીઓ ધર્મ પાસે છે. આ લોકમાં એ અભ્યુદય આપે છે; પરલોકમાં એ મુક્તિ સુધીની મંજિલે પહોંચાડે છે.

કરુણા અને અનાસક્તિના ઉત્તમ પાઠ શીખવીને એ માણસને માણસ બનાવે છે; પછી સુજન અને સજ્જન બનાવે છે. જીવનમાં એને શાન્તિ બક્ષે છે; મરણમાં મોજ આપે છે; પરલોકે સદ્‌ગતિ પણ આપે છે.

'સ્વ' નું એ કલ્યાણ આરાધી આપે છે.

સર્વ સુખી થાય એ રીતની જ જીવનપ્રણાલિના પાઠ એ શીખવે છે.

રાજાધિરાજાઓ, રાજ્યો, ઠાકોરો, મુખીઓ....સર્વના જીવનને શાન્તિની પ્રાપ્તિની ઝંખના એણે જ કરી છે; "ચાલો, સહુ પ્રેમથી રહીએ; મૈત્રીથી જીવીએ; અજાતશત્રુ બનીએ; ન કોઇ દુઃખી થજો. સહુને સુખ, શાન્તિ અને મોક્ષ મળજો"....એવા કેટલાંય મંગળગીતો એણે ગાયા છે.

રે ! જન્મદાત્રી માતાના ઉરે પણ જે વાત્સલ્ય ન હોય તેવા ભરપૂર વાત્સલ્યની અમીધાર ધર્મમાતાના રોમ રોમથી વછૂટે છે.

મને કોક તો દેખાડો આવી કોઇ માત; આવો કોઇ કલ્યાણમિત્ર, આવો કોઈ જીવન સંગાથી; આવો કોઈ હિતૈષી સલાહકાર...કે જેણે તમારા હિતની જ એકાંતે કામના સેવી હોય.

ક્યાંથી દેખાડશો ? સ્વાર્થ, પ્રપંચ અને કાવાદાવાઓથી ખદબદી ઊઠેલી આ દુનિયામાં એવી વ્યક્તિ ક્યાંથી શોધી પણ જડે ?

અહો ! ધન્ય હો તે ધર્મમાતાને કે જેણે શત્રુનું પણ હિત ઈચ્છયું છે; દુઃખને ય સારું મનાવ્યું છે, પાપીની પણ દયા વિચારી છે; મરણને ય મીઠું બનાવ્યું છે; રોગોને ય આશિર્વાદરૂપ બનાવવાના ઓસડીઆં દીધાં છે.

રે ! ઈસુખ્રિસ્તના અનુયાયીઓ ! વીરના ધર્મ ઉપર પણ તમે ત્રાટકયા છો પણ એક વાત યાદ રાખજો કે વીરના ધર્મનો તમે નાશ કરવાની કલ્પના પણ કરશો તો તમારો નાશ અસંભવિત નહિ રહે. કેમકે જે કષાયો તમારા અંતરમાં ખાબકયાં છે એ જ કષાયો પછી તો તમને જ અંદર અંદર લડાવશે.

ભલે આજે તમારા કષાયોની તોપનું મોં વીરધર્મ (યાવત્ સર્વપરધર્મ) પ્રત્યે હોય પરન્તુ આવતીકાલે તમે તમારી જ તોપે સરશો.

જો તમારે ય જગતમાં જીવવું હોય તો તમારી આ ક્રૂરકષાય ભાવનાઓને શાન્ત કરવી જ પડશે.

વીર-ધર્મ વિના તે ક્રૂરતાને શાન્ત કરવાની જોશીલી જીબાન બીજા કોઈની પાસે નથી.

વંદન હોય તે વીરધર્મ જનેતાને ! જે વિશ્વમાત્રના સર્વજીવોની કશા ભેદભાવ વિનાની ખરી મા બની છે.



# જૈન ધર્મની સર્વોત્કૃષ્ટતા

[૪]

વીતરાગ, સર્વજ્ઞ, ત્રિલોકગુરુ, તીર્થંકરદેવે પ્રકાશિત કરેલા ધર્મને ધર્મ જ કહેવાય; તેને જૈનધર્મ કહેવાની પણ જરૂર નથી. કેમકે જગતમાં ધર્મ અનેક હોત તો તેનાથી જુદા પાડવા માટે આ ધર્મને 'જૈન-ધર્મ' કહેવામાં આવ્યો હોત.

વસ્તુતઃ ધર્મ તો એક જ છે. આમ છતાં હવે તેને 'જૈન' શબ્દ જોડાયો છે તેનું કારણ જગતમાં લોકોએ ધર્મને પોતાનો મનાવીને જૂદો પાડયો; એને જૂદું નામ આપ્યું. એથી જ ધર્મ શબ્દને જૈન શબ્દ જોડવામાં આવ્યો.

એ પછી દિગંબરો થતાં 'શ્વેતામ્બર' શબ્દ પણ જોડાયો. ત્યાર બાદ અમૂર્ત્તિપૂજકોનો મત થતાં 'મૂર્ત્તિ-પૂજક' શબ્દ જોડવામાં આવ્યો. ગચ્છના ભેદોના કારણે તપાગચ્છ શબ્દ જોડાયો.

આમ ધર્મ હવે શ્વેતામ્બર મૂર્ત્તિપૂજક તપાગચ્છ જૈનધર્મ કહેવાયો.

અસ્તુ. આમ કરવામાં પરિસ્થિતિએ ગમે તે ભાગ ભજવ્યો હોય પરંતુ હકીકતમાં તો ધર્મ એટલે ધર્મ જ અને તે છે રાગમુકિત; પછી વ્યવહાર નયથી તત્સાધનોને પણ ધર્મ જરૂર કહી શકાય.

ધર્મ તે જ છે; જે વીતરાગ-સર્વજ્ઞ પરમાત્માથી પ્રકાશિત છે.

વીતરાગ-સર્વજ્ઞ પરમાત્મા નામથી ગમે તે હોય; નામનો આગ્રહ નિરર્થક છે. જે રાગને જીતી લેવાની વાત કરતો હોય તે ધર્મ........

જેમણે રાગને જીતી લીધો હોય તે જિન....

તેઓ રાગને જીતવાની જ આજ્ઞા કરતા હોય માટે તેમની આજ્ઞા એ જિનનો ધર્મ એટલે જૈનધર્મ કહેવાય.

આ જૈનધર્મની જગતમાં આગવી ઉત્કૃષ્ટ વિશેષતાઓ છે. અને એથી જ એની રક્ષા અનિવાર્ય બની રહે છે. એની રક્ષામાં સર્વજીવોની રક્ષા છે.

અહીં એની કેટલીક સર્વોત્કૃષ્ટ લાક્ષણિકતાઓને જોઈએ.

[૧] અહીં વ્યકિતપૂજાને મહત્ત્વ આપવામાં આવ્યું નથી. પરમાત્મા આદિનાથ કે મહાવીરદેવને વ્યક્તિ તરીકે પૂજ્ય માનવામાં આવ્યા નથી; પરંતુ ગુણોને કારણે પૂજ્ય માનવામાં આવ્યા છે.

જો એમનામાં વીતરાગતા, સર્વજ્ઞતા આદિ ગુણો ન હોત તો તેઓ પૂજ્યતા પામી શકત નહિ.

[૨] પરધર્મો પ્રત્યે એણે કયારે ય તિરસ્કાર દેખાડયો નથી. બલ્કે, સર્વધર્મો પ્રત્યે સહિષ્ણુ બનવાનો જ વિચાર તેણે પ્રદર્શિત કર્યો છે. જે જે ધર્મોમાં જે જે મોક્ષપ્રાપક

અંશો છે તેની તેણે હાર્દિક અનુમોદના કરી છે. સ્યાદ્વાદની નીતિએ એણે સર્વધર્મોને પોતાના ભાઈ–ભાંડૂની નજરે જ જોયા છે.

[૩] 'હું જ સાચો' એ વાત ક્યાં ય કરી નથી. 'સાચું તે જ સાચું' એટલું જ તેણે કહ્યું છે.

[૪] આધ્યાત્મિક વિશ્વમાં જીવોનો તબક્કાવાર વિકાસ એણે જે રીતે દર્શાવ્યો છે એવો વિકાસ બીજા કોઈ પણ દર્શનમાં નથી. માર્ગાનુસારિતાનું જીવન પામીને બાહ્ય વ્યવહારશુદ્ધિ પામો–વ્યવહારમાં ચોખ્ખા થઈ જાઓ–એ વાત પાયામાંજણાવી છે. ત્યાર પછી હૃદય પરિવર્તનના તબક્કામાં પ્રવેશ કરીને સમ્યગ્દર્શનની પ્રાપ્તિ; ત્યાર પછી સર્વવિરતિ ધર્મના તીવ્ર તલસાટ પૂર્વક દેશવિરતિ ધર્મની સ્પર્શના; અને અંતે મુનિજીવનનો સ્વીકાર કરીને જીવનના સાર્થક્યની પ્રાપ્તિ.

આવો વ્યવસ્થિત વિકાસ માત્ર જૈનદર્શનમાં છે.

[૫] એની ઘણી મોટી લાક્ષણિકતા નિશ્ચયનય અને વ્યવહારનયના ચિંતનમાં પડેલી છે. બે કક્ષાઓ પાડીને એણે જે રીતે જીવત્વના વિકાસની રજુઆત કરી છે એથી ઘણી બધી પરધર્મોની મૂંઝવણોને ઉકેલી નાંખી છે.

આત્માનું સાપેક્ષ નિત્યત્વ; દેહાદિથી આત્માનું ભિન્નાભિન્નત્વ, આત્માનું એકત્વાનેકત્વ; વિભુત્વાવિભુત્વ વગેરે

કોડીબંધ વિકલ્પોના વિષયમાં જે જે આગ્રહ તે તે ધર્મોને પકડાઈ ગયો છે તે તમામ કદાગ્રહનો ત્યાગ કરીને અદ્ભુત સમન્વયનો દૃષ્ટિકોણ નિશ્ચય–વ્યવહારનયની થીઅરીને લગાવીને સાધ્યો છે એ તો એની ટોચવિશિષ્ટતા ગણાય.

[૬] ઈશ્વરના જગત્કર્તૃત્વ અને અકર્તૃત્વ અંગેની એની ખૂબ જ સમતોલ ચિંતનકેડી અચ્છામાં અચ્છા પરધર્માગ્રહીઓના મોંમાં આંગળા નાંખી દે તેટલી આબેહૂબ છે.

એણે પુરુષાર્થી બનવાની હાકલ કરી છે; કોઈના ભરોસે રહીને એદી બનવા સામે લાલબત્તી ધરી છે. જ્યારે બીજી બાજુથી એ જગત્કર્તૃત્વનો સ્વીકાર કરીને માનવમાં ઉત્પન્ન થતાં અહંકારને ખતમ કરવાનું કામ કર્યું છે. 'ઈશ્વર જ સઘળું કરે છે' એ વિચારને અદ્ભુત સમતોલપણે રજૂ કરીને સૌ પ્રથમ ઈશ્વરભક્ત બનવાનું એણે એલાન કર્યું છે.

[૭] અન્યધર્મોનાં શાસ્ત્રગ્રન્થોનું વાંચન કરતાં તેમાં હજી ક્યાંક સિદ્ધાન્તો દેખાય છે પરંતુ એને જીવનમાં અમલમાં મૂકવા માટેના વ્યવસ્થિત વ્યવહારુ માર્ગો ઘણા જૂજ જોવા મળે છે. આ ઉણપ જૈનદર્શનમાં લગીરે દેખાતી નથી.

'કોઈ પણ આત્મા પરમાત્મા બની શકે છે' એ સિદ્ધાંત રજૂ કરીને હેવાનને ઈન્સાન બનાવવાના ઉપાયોથી માંડીને

ઇન્સાનને ભગવાન બનાવવા સુધીના સંપૂર્ણપણે વ્યવહારુ ઉપાયો બતાડી દેવામાં આવ્યા છે.

અહિંસાના સિદ્ધાન્તની વાત કરું.

રજોહરણ, ચરવળો, પૂંજણી વગેરે સાધનો દ્વારા, કંદમૂળ, વાસી, અભક્ષ્યાદિના ત્યાગાદિ દ્વારા અહિંસાનો સિદ્ધાંત આપમેળે જીવનસાત્ બનાવાયો છે.

જીવમાત્ર પ્રત્યે મૈત્રી રાખવાનો આદર્શ ૪૮ મિનિટના સામાયિક દ્વારા કે સમગ્ર જીવનના મુનિજીવન દ્વારા એણે સંપૂર્ણતઃ વ્યવહારસાત્ કરી દીધો છે

ઈશ્વરભક્તિનો સિદ્ધાંત જિનમંદિરની અષ્ટપ્રકારી પૂજાથી માંડીને જિનાજ્ઞાપાલન દ્વારા આબેહૂબ રીતે વ્યવહારુ બનાવાયો છે. ટૂંકમાં એનો દરેક સિદ્ધાંત વ્યવહારુ ભૂમિકા સુધી નીચે ઊતરી ચૂક્યો છે. એનો દરેક ધર્મવ્યવહાર સિદ્ધાંતનું જીવંતસ્વરૂપ બનેલ છે.

એ કહે છે,

વિશ્વમૈત્રીની વાતો જ કાં કરો ?

સામાયિક કરીને વિશ્વમૈત્રીને તમે જીવનસાત્ કરી લો.

સ્યાદ્વાદની વાતો જ ન કરો; પરધર્મો પ્રત્યે સહિષ્ણુ બનીને સ્યાદ્વાદને જીવનમાં પચાવી જ લેવાના નક્કર કામ કરો.

દયાની વાતો ન કરો; પગ નીચે આવી જતી કીડીને બચાવી લેવા દ્વારા; કે રસ્તે રઝળતાં કોઈ ભિક્ષુકને દાન કરવા દ્વારા દયાને વર્ત્તનમાં જ લાવી દો.

[૮] જૈન દર્શનના 'અહિંસા' વગેરે તમામ સિદ્ધાન્તોને 'અનુબંધ'ના જે વિચારોથી ઓપ આપવામાં આવ્યો છે એ અનુબંધનું ચિંતન જગતના કોઈ પણ શાસ્ત્રમાં નજરે ચડતું નથી. અહિંસા એટલે દેખીતી અહિંસા નહિ; અને હિંસા એટલે દેખીતી હિંસા જ નહિ; પરન્તુ જેના પરિણામમાં અહિંસા, કે હિંસા જોવા મળતી હોય તે જ અહિંસા, અહિંસા છે. ભલે પછી દેખીતી રીતે તે હિંસા હોય; અને તે જ અનુબંધ હિંસા, હિંસા છે; ભલે પછી દેખીતી રીતે તે અહિંસા હોય.

દેખીતી હિંસા, અહિંસાને સ્વરૂપહિંસા કે સ્વરૂપ અહિંસા કહેવામાં આવી છે; તેનું ઝાઝું મૂલ્ય અંકાયું નથી.

દાણા નીરીને પારેવાને જાર ખવડાવતો પારધિ દેખીતી રીતે અહિંસક છતાં અનુબંધે હિંસક છે માટે તે હિંસક જ કહેવાય.

તે પારેવાને ઉડાડી મૂકતો માણસ દેખીતી રીતે હિંસક છતાં અનુબંધે અહિંસક છે માટે અહિંસક જ કહેવાય.

જૈનદર્શને આ વિષયમાં હજી વધૂ ખેડાણ કર્યું છે. એ છે સ્વદયા અને પરદયાના વિકલ્પોનો વિચાર.

પરદયા બેશક કરવી જોઈએ પણ જો તેથી સ્વદયા ખતમ થઇ જતી હોય તો સ્વદયાને ઉગારી જ લેવી એવો તેનો સ્પષ્ટ આદેશ છે.

સતી સ્ત્રી પાસે કામ યાચના કરતા લંપટ માણસો, ઈચ્છાપૂર્તિ ન થાય તો ઝેર ખાઇને મરવાની ધમકી આપે

તો ય સતી સ્ત્રી તેમને વશ તો ન જ થઈ શકે. કેમકે એમાં સ્વદયા ખતમ થઈ જાય છે

જૈનશાસન સિવાય આવી અદ્ભુત વ્યૂહરચનાઓનો જગતમાં ક્યાં ય જોટો પણ મળવો મુશ્કેલ છે.

[૯] આ સિવાય નિગોદ, વ્યવહાર–અવ્યવહારરાશિ, જીવોના એકેન્દ્રિયત્વાદિ ભેદો, સાંગોપાંગ, સર્વાંગસુંદર મુનિજીવનની ચર્યાઓ, સિદ્ધશિલા, કર્મ અંગેનું સુસૂક્ષ્મ નિરુપણ, જીવની ગતિ–આગતિઓ, યોગ, ધ્યાન અને અધ્યાત્મ ઉપર ઢગલાબંધ વિચારણાઓ વગેરે વગેરે સર્વોત્કૃષ્ટ તત્ત્વો જૈનશાસ્ત્રોમાં ઠાંસી ઠાંસીને ભરેલા છે.

આમ જૈનદર્શનના પ્રત્યેક અંગો અને ઉપાંગો, ક્રિયામાર્ગ, જ્ઞાનમાર્ગ, નિશ્ચય–વ્યવહાર દૃષ્ટિઓ, આરાધનાઓ, તીર્થો, ઉપાશ્રયો અને મંદિરો, મુનિગણ અને શ્રમણોપાસકો, સાત ક્ષેત્રની સમુચિત વ્યવસ્થાઓ, ઉપધાન, રથયાત્રાદિ સામૂહિક આયોજનો–બધા ય ખૂબ જ સમતોલ રીતે, સુવ્યવસ્થિત રીતે એવા પ્રતિષ્ઠિત થએલા છે કે આજે અઢી હજાર વર્ષો વીતી ગયા અને હજી બીજા સાડા અઢાર હજાર વર્ષો વીતી જશે તો ય એ જિનશાસનની ઇમારત એના સ્વયંભૂ બળે, સુવ્યવસ્થિત આયોજને અબાધિતપણે ટકી રહેશે.

માત્ર મુનિજીવનની વાત કરું. એનો પગપાળા પ્રવાસનો એક જ સિદ્ધાન્ત લાખો લોકો માટે કેટલો બધો

હિતકર બની રહ્યો છે ? આ વાતની પ્રતીતિ કરવી હોય તો વૈદિક ધર્મોની સન્યાસ સંસ્થાઓ તરફ નજર કરવી પડશે. મોટરો વગેરેમાં શરૂ થએલા સંન્યાસી–પ્રવાસના કારણે વૈદિકધર્મોના ઊંડા મૂળીઆં પણ કેવા જોશથી હચમચી ઊઠયા છે તે જોવા માટે ગામડે ગામડે ભટકવું પડશે.

જૈનમુનિની ભિક્ષાચર્યા પણ અદ્‌ભુત ગણિતપૂર્વકની સુબદ્ધ નીતિ છે.

કેશલોચ તો એ સંસ્થામાં પ્રવેશી જનાર 'બોગસ–સભ્યો' ને આપમેળે રદબાતલ જાહેર કરતી મહાવ્યવસ્થા છે.

અહો ! જિનધર્મ !

અહો ! જિનશાસન !

સદા જયવંતુ વર્તો શ્રી જિનશાસન !

અમર તપો શ્રી જિનશાસન !

વિશ્વમાત્રના હિતને વાંછતી એ માતા અમર રહો !

એની ઈમારતની ઈંટ–ઈંટ; એ ઈંટનો કણ–કણ અચલ બની રહો; અભેદ્ય બની રહો; અદાહ્ય અને અચ્છેદ્ય બની રહો.



## પલટાતી હવા

[ ૫ ]

ના....લગીરે શંકા જ નથી, જિનશાસનની હસ્તીના વિષયમાં........કેમકે એ શાસન તો એના સ્વયંભૂ બળે જ ટક્યું છે. જો એ આપણા બધા ય ના બળે ઊભું હોત અને આપણા સહુના ટેકે ટકી રહ્યું હોત તો ક્યારનું ધારાશાયી થયું હોત....કેમકે આપણા હાથે કેટલાક ખૂબ જ ખરાબ કામો થઈ ચૂક્યા છે.

પણ છતાં........તે જિનશાસન અબાધિતપણે ટકી જ રહ્યું છે એ જ એ વાતની ગવાહી આપે છે કે એના પોતાના સ્વયંભૂબળે જ ટકી રહ્યું છે; ટકી રહેવાનું છે.

સંવિગ્ન ગીતાર્થ કોઈ આચાર્ય ભગવંતના હાથે જેનામાં પ્રાણ-પ્રતિષ્ઠા થાય છે તે પ્રતિમા સેંકડો વર્ષો સુધી એના ઓજ અને તેજથી દીપતી જ રહે છે તો શાસન નામની આ પ્રતિમામાં તો ત્રિલોકગુરુ તીર્થંકર-દેવના ખુદના હાથે જ પ્રાણાર્પણ થયેલું છે; એના જન્મદાતા પણ એ જ; એના જીવનદાતા પણ એ જ પરમકૃપાલુ પરમપિતા છે તો એના ઓજ અને તેજ તો કેવા હોય ?

રે ! સમગ્ર જીવસૃષ્ટિને સર્વ દુઃખો અને સર્વપાપોથી મુક્ત કરવાની પ્રચંડશક્તિનું જ જે મૂર્તિમાન

સ્વરૂપ છે તે જિનશાસન પોતે જ પોતાની હસ્તી ગુમાવી દે એટલું બધું નબળું દૂબળું તો હોય જ શાનું ? અને તે ય આપણા જેવા વામનો; નબળા–દૂબળાઓ અને કંગાળોના કોઈ અડપલાં માત્રથી !

ના....ના....એવી તો શંકા રાખનારો ય પાગલ કહેવાય.

પરન્તુ—આ બધું ય છતાં–એક વાત લખી દીધા વિના આ કલમ ઝાલી રહી શકે તેમ નથી.

વાત એમ છે કે વિશ્વકલ્યાણકર જિનશાસન તો એના સ્વયંભૂબળે જરૂર ઊભું જ રહેશે પરન્તુ એનો આપણી ઉપર જે અતિ મહાન ઉપકાર છે એની રૂએ આપણે એની સેવા કરી લેવાની એક પણ તક જવા દેવી ન જોઈએ. ના....એને ટકાવવા માટે નહિ; પણ જગતમાં પુણ્યથી અને ચારિત્ર્યની નિર્મળતાથી આપણે ટકી જવા માટે એની સેવા અચૂકપણે કરતા રહેવી જ ઘટે.

જેમ પરમાત્માના અંગે થતો પ્રક્ષાલ આપણાં જ આંતરમળોના વિલય માટે છે; તેમ પરમાત્માના શાસનની સેવા, રક્ષા વગેરે વસ્તુતઃ તો આપણા જ આત્માની સેવા, રક્ષા વગેરે માટે છે.

શાસન તો આપણો શેઠ છે; આપણે એના સેવક–અદકેરા ચોકીદાર–એના અડીખમ ઉપકારો નીચે કચડાએલા આપણે–ભલે એની ચોકી કરીને રક્ષા કરવાનો દેખાવ ઊભો કરતા હોઈએ પણ ચોકીદાર તો શું શેઠની રક્ષા કરતો હતો ?

રે ! શેઠ જ ચોકીદારની ચિંતા, રક્ષા કરે છે.

શેઠ તો એના પોતાના પુણ્યે જીવે છે; એના પુણ્યે આરામથી ઊંઘે છે.

હા....ચોકીદાર એમાં નિમિત્ત ખરો....પણ નિમિત્ત માત્ર........સિવાય કશું નહિ.

જો આ વસ્તુસ્થિતિ ન હોત તો ચોકીદારને બદલે શેઠ જ ચોકીદારને સવારના પહોરમાં સલામ કરતો હોત.

પણ........શેઠની સામે કોઈ મૂર્ખ માણસ એલફેલ બોલવા લાગે તો ? ભલે એથી શેઠનું કાંઇ જ અહિત થઈ જવાનું નથી છતાં જેણે શેઠનું લૂણ ખાધું છે; જેણે શેઠની મહેરબાનીથી જ પોતાની જિંદગી હેમખેમ પાર ઉતારી છે તે આરબ ( ચોકીદાર ) કદી પણ મૂંગો બેસી રહે ખરો ?

આરબ કદી મૂંગો બેસી રહે નહિ.

મૂંગો બેસી રહે તે આરબ નહિ.

વર્ત્તમાનમાં જિનશાસનની સામે એલફેલ બોલનારાઓનો રાફડો ફાટ્યો છે.

જેણે અસીમ ઉપકારોની હેલિ વરસાવી છે; જેના શરણને કારણે જ રાગાદિશત્રુઓના જીવલેણ હુમલાઓ નિવારી શકાયા છે; જેના પ્રત્યેના અહોભાવથી ઉત્પન્ન થએલા પુણ્યને કારણે જ આ જગતમાં સુખ અને શાન્તિ પામવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું છે, જેના કારણે જ મરણમાં સમાધિ પ્રાપ્ત થવાની પૂરી શક્યતાઓ પડી છે એ જિન-

શાસનના ઉપકારો નીચે સાક્ષાત્ કે પરંપરયા જે કોઈ આત્મા આવ્યો હોય; જાણતાં કે અજાણતાં એ ઉપકારોની અસર જેને સ્પર્શી ગઈ હોય એ આત્માઓની આજની શું ફરજ નથી કે તેણે ગમે તેમ બોલનારના મોં જડબેસલાક બંધ કરી દેવા જોઈએ? એના દાંત ખાટાં કરી દેવા જોઈએ? ગાત્રો થરથરાવી નાંખે તેવી રાડ નાંખીને એને કહી દેવું જોઈએ કે, "સાવધાન! આ જિનશાસનને ખોડી ખામણીનું ખેતર સમજવાની સ્વપ્ને ય ભૂલ કરીશ નહિ.

અન્યથા ધૂળ ચાટતો કરી દઈશ."

રે! સેંકડો, હજારો કે લાખો પાગલોનું સરઘસ ભલે નીકળે! ફાવે તેવા અપલાપ ભલે કરે! એ દેખાવથી દબાઈ જવાની વાત શાસનપ્રેમીથી કદાપિ થઈ શકે નહિ.

એ લાખો પણ નિર્માલ્ય છે!
શાસનપ્રેમી એક પણ મર્દ છે!
શિયાળીઆંનાં ટોળાંથી સિંહ તે કદી ગભરાયો'તો ખરો?

સાપથી ઊભરાએલા વનમાં દોડી જવાથી મોરલો કદી પાછો પડ્યો' તો ખરો?

ના....જ્યાં સુધી કેસરીઓ સિંહ જરાક સળવળતો નથી ત્યાં સુધી જ ઉંદરડો દોડાદોડીનું તોફાન કરી શકે; શિયાળીઆં સીમમાં ઊભા રહીને ચીસો નાખી શકે.

પણ વનરાજનો એક જ હાકોટો એ બધા ય ને ચૂપ કરી દેવા બસ થઈ પડે છે.

વનરાજ કદી કોઈથી ડરતો નથી. જે ડરે તે વનરાજ નથી.

શાસનપ્રેમીઓ ! તમે જાગો....તમે મહાવીરના વીર સપૂતો છો; સિંહના સંતાન છો....મહાવીરદેવના શાસન ઉપર જમાનાવાદની ચીસો નાંખતા જૂઓ પેલા શીયાળોનાં ટોળાં ! તમે માત્ર આળસ જ મરડો ત્યાં તો એ બધા ય શીયાંળીઆં થઈને દૂમ દબાવીને નાસવા લાગશે.

ચિંતા કરો મા ! સિંહના બચ્ચાને ચિંતા શાની ?

સંગઠનની રાહ જુઓ મા ! બાજરુના સંગઠન તો નખ્ખોદ વાળે !

બીજાઓને ગાળો દઈને છટકો મા ! સિંહના સંતાનનું આ લક્ષણ જ નથી.

તો બસ....ઊઠો....જાગો....જેણે તમારી ઉપર ઉપકારોની અનરાધાર વર્ષા કરી છે તે જિનશાસનની સામે એફામ અશિષ્ટત દાખવતા ટોળાંને અને તેની ટોળાવાદી મનોદશાને આજ પળે પડકારો; એમને જખ્ખે કરીને જ જંપો.

આ સિવાય અત્યારે તમારું કોઈ કાર્ય અગ્રતાને પામી શકે જ નહિ.



## જમાનાવાદની ખતરનાક આંધિ

[ ૬ ]

શ્રી જિનશાસનને સૌથી વધુ ગંભીર નુકશાન પહોંચાડવાનું કામ જો કોઈએ કર્યું હોય તો તે ત્રણ વાદોએ કર્યું છે.

જમાનાવાદ–ભોગવાદ–અને તકવાદ.

જિનશાસનને લોકશાસને ધક્કો પહોંચાડયો છે; સંઘસત્તા ઉપર બહુમતવાદે ફટકો માર્યો છે; શાસ્ત્રાજ્ઞાઓ ઉપર જમાનાવાદે હુમલો કર્યો છે; સાતક્ષેત્રની સંપત્તિઓ ઉપર માનવની સ્વાર્થીવૃત્તિએ કરડી નજર કરી છે અને ધર્મ ઉપર ભોગવાદે ભીંસ લગાવી છે.

આ બધાય તોફાનો તકવાદીઓની કીર્ત્તિકામનાના મૂળમાંથી જાગ્યા છે; ધર્મ પ્રત્યે નફરત ધરાવતી ભોગરસિકતાએ જગાડયા છે, પુણ્યથી જેમને સત્તા કે સંપત્તિની પ્રાપ્તિ થઈ છે તેવા બુદ્ધિજીવીઓના જમાનાવાદના ખંજરથી આ તોફાનો વધુ બિહામણાં બન્યા છે.

જે તે વાતમાં દેશ, કાળની કે જમાનાની વાત આગળ કરીને શાસ્ત્રીય વિચારસરણીને ખૂબ જ સીફતપૂર્વક પાછળ હડસેલી મૂકવાની ચાલબાજી બુદ્ધિજીવી વર્ગમાં સિદ્ધહસ્ત થઇ ગઈ છે.

શાસ્ત્રચુસ્ત રહેવા ઇચ્છતો વર્ગ આ લોકોનું વધુમાં વધુ કાતીલ નિશાન બન્યો છે. એનું કારણ એ છે કે આ

વર્ગ શાસ્ત્રાજ્ઞાઓને ચુસ્ત રીતે વળગી રહેવાની વાતો કરે છે. જ્યારે બુદ્ધિજીવીઓને શાસ્ત્રાજ્ઞાઓની કઠોરતા, ત્યાગ પ્રધાનતા અને પરાર્થલક્ષિતા પાલવતી જ નથી, કેમકે તેમાં તે લોકોના સ્વાર્થોને ઘણો મોટો ધક્કો પહોંચે છે, અને ભોગરસિકતા ઉઘાડી પડે છે.

જમાનાવાદી, ભોગવાદી અને તકવાદી બુદ્ધિજીવીઓનો હવે તો રાફડો ફાટયો છે. ચારે બાજુથી એ લોકોએ ભયંકર બૂમરાણ મચાવ્યું છે. ગંદામાં ગંદુ રાજકરણ રમી લઇને, ખરાબમાં ખરાબ રીતે ચારિત્રભ્રષ્ટતાના આક્ષેપો મૂકીને; વધુમાં વધુ મર્યાદાહીનતાપૂર્વક પ્રચાર કરીને પણ આ લોકો ધર્મધ્વંસનું ખતરનાક પાપ જાણતાં કે અજાણતાં કરી જ રહ્યા છે.

એમના ઘણા મોટા જુવાળમાં કેટલાક શ્રદ્ધાળુ સત્તાધારીઓ, શ્રીમંતો અને વિદ્વાનોની શ્રદ્ધા પણ હચમચી ઊઠી છે. એટલું જ નહિ; પણ એમનો વિરોધ કરવામાં જરૂરી જીવસટોસટના ખેલ ખેલવાની શકિત પોતાનામાં નહિ હોવાની કલ્પનાનો ભોગ બનીને એ શ્રદ્ધાળુ લોકો પાટલી બદલીને જમાનાવાદની છાવણીમાં ચાલી ગયા છે.

બીજી બાજુએ બીજી વધુ કમનશીબ પરિસ્થિતિનું નિર્માણ થઈ ચૂકયું છે.

જેમના માથે સ્વરક્ષા અને શાસન રક્ષાની જવાબદારી

મુકાઈ છે તે જૈનશાસનના રખેવાળો પણ સફળ સામનો કરવાનો આત્મવિશ્વાસ હારી ગયા છે. કેટલાક પ્રશ્નોએ એમની છાવણીમાં ય ભયંકર ભંગાણ પાડયું છે. એથી તેમનામાં જ યાદવાસ્થળી શરૂ થઈ છે.

આવી સ્થિતિમાં કેટલાકની નજર 'શાસન' સ્વરૂપ કેન્દ્ર તરફ સ્થિર રહેવાના બદલે પોતપોતાના વર્તુળ તરફ સ્થિર થઈ છે. કેટલાંક રખેવાળો તો પોતાનું જ ઘર પાકું કરી લેવાની પેરવીમાં પડયાં હોય તેવું લાગે છે; બીજા રખેવાળોના ઘરો ભાંગવામાં જ સમગ્ર શક્તિ તેમણે કેન્દ્રિત કરી છે. આ માટે અશિષ્ટ વ્યૂહરચનાઓ ગોઠવવામાં પણ પછી પાની કરાઇ નથી !

હા....એનું એક ચોક્કસ પરિણામ આવ્યું છે કે કેટલાક પ્રાન્તો મજબૂત બન્યા છે. કોઇનો ભકત કોઈ બીજાનો ભકત બની જાય-પાટલી બદલું-બની જાય એ સ્થિતિ હાલ રહી નથી; પરન્તુ કેન્દ્ર [જિનશાસન]નો ભોગ લેવાયો છે. એનું રખોપું એ કોઈ કરતું નથી. જાણે કે કોઈના હૈયે એનું ચિંતન નથી; એની ઉપરના બુદ્ધિજીવી જમાનાવાદીઓના આક્રમણોને ખાળવા માટે કોઈ ગંભીરપણે વિચાર કરવા માટે ય જાણે કે તૈયાર પણ નથી. એવી ગંભીર વાતને કોઈ શાસનપ્રેમી ઉપાડે તો ય એમની અક્ષમ્ય નિષ્ક્રિયતાની ઢાલ બનેલી સુફીઆણી વાતોથી એ ગંભીર વિષયને નિર્માલ્ય બનાવી દેવાતો હોય છે.

ખૂબ જ શાન્તચિત્તે વિચાર કરવામાં આવે તો એક વાત બહુ સ્પષ્ટ રીતે સમજાઇ જાય કે પરિસ્થિતિએ ભયજનક વળાંક લઈ લીધો છે; જિનશાસનમાં કટોકટી જાહેર કરવાનો સમય ક્યારનો આવી ચૂક્યો છે. હવે જો આ પળે જાગી નહિ જવાય તો મડદાંને બેઠું કરવા જેટલી અતિગંભીર જવાબદારી રખેવાળોના શિરે આવીને જ રહે.

રખેવાળોની યાદવાસ્થળીના મુખ્ય કારણે જ, બુદ્ધિજીવીઓની જમાનાવાદની લાકડીએ લોકમાનસ ઉપર જાદુઈ અસર કરી છે અને અશંતઃ સફળતા પણ મેળવી છે. બેશક એમના તમામ જમાનાવાદી ધોરણના વિચારો કાગના વાઘ છે; ખેતરનાં-ભૂસાં ભરેલાં ચાડીઆ જેવા છે; પરન્તુ જયાં સુધી સાચો કોઇ વાઘ ગર્જના ન કરે; સાચો કોઈ મર્દ પડકાર ન કરે ત્યાં સુધી તો કાગનો વાઘ અને ખેતરનો ચાડીઓ પણ ભયજનક જ પૂરવાર થાય.

અત્યાર સુધીમાં જે કાંઇ માર્ગદર્શન મળ્યું છે એ ઉપરથી જિનશાસનની સર્વોત્કૃષ્ટ ભવ્યતાનું અને એના ટોચકક્ષાના સૌન્દર્યનું ચિત્ર જો ચિત્તમાં ઊઠી આવ્યું હોય તો શાસનપ્રેમીઓ ! હવે કમર કસો, ભેટ બાંધો....

એ જિનશાસન ઉપરના નાના-મોટા પ્રત્યેક હુમલાઓને એક જ ધડાકે, એક જ શ્વાસે મારી હટાવો.

હવે ઊંઘ્યો તે દુર્ગતિ ભેગો થયો;
નમાલો રહ્યો તે પુણ્યથી પરવાર્યો.

# બેહૂદાં વિધાનો

[૭]

બુદ્ધિજીવીઓ કેટલી હદ સુધી બેલગામ બન્યા છે એ વાત કેટલાંક નમૂનેદાર વિધાનો ઉપરથી સમજાશે. અહીં એવા કેટલાંક લાજવાબ વિધાનો રજૂ કરીશ.

[ ૧ ] સમાચાર : પ્રબુદ્ધજીવન પૂર્તિ/–૧૬–૪–૭૨

[ મુનિ શ્રી મણિચંદ્રજીને લખેલા તા. ૫–૪–૫૬ના પત્રમાંથી. ]

[ "ભગવાન મહાવીરના ચરિત્ર અને તત્વજ્ઞાન વિષે દુનિયાનો મોટો ભાગ જરૂર અજાણ છે અને તેને પ્રસિદ્ધિ આપવા માટે ઉચિત સર્વ પ્રયત્નો જૈન સમાજે જરૂર કરવા જોઈએ પણ સાથે સાથે મારે, આપે અને સૌએ સમજી લેવાની જરૂર છે કે ભગવાન બુદ્ધના ચરિત્રમાં જે Human appeal છે તે તેટલા પ્રમાણમાં મહાવીરનાં જીવનમાંથી કદી પણ ઊભી થઇ શકે તેમ નથી, અને તેથી આ દૃષ્ટિએ ભગવાન બુદ્ધનું સ્થાન વિશાળ જનતાના દિલમાં હંમેશાં અનોખું અને ભગવાન મહાવીર કરતાં ચઢિયાતું રહેવાનું જ છે. તેથી ભગવાન બુદ્ધની જયન્તી ભારત સરકાર ઉજવે છે તો ભગવાન મહાવીરની જયન્તી ભારત સરકાર કેમ ઉજવતી નથી ? એવો પોકાર કર્યા કરવો અને ઘોખો કર્યા

કરવો એ ઉચિત નથી. એમ કરવામાં આપણી સાંપ્રદાયિક વૃત્તિ અને અન્ય વિષેનો તેજોદ્વેષ જ આપણે પ્રગટ કરીએ છીએ.” —આપનો પરમાનંદ

પરમાનંદ કાપડીઆએ મુનિશ્રી મણિચન્દ્રજીને લખેલા આ પત્રમાં કરુણામૂર્ત્તિ પરમાત્મા મહાવીરદેવને જ કરુણાના વિષયમાં ગૌતમબુદ્ધ કરતાં ઊતરતા ચીતરીને વીરની કરુણા અંગેના પોતાના હળાહળ અજ્ઞાનને જ પ્રગટ કર્યું છે ને?

જે કરુણામૂર્ત્તિની કરુણા ચંડકૌશિક સાપના ઉગ્ર-ક્રોધને પરાજય આપી ચૂકી હતી; જે કરુણાએ સંગમકને પરાસ્ત કર્યો હતો; જે કરુણાએ ગોશાલક જેવા કટ્ટર શત્રુને પણ ઠંડોગાર કરી દઈને પશ્ચાત્તાપ કરતો કરી મૂકયો હતો; જે કરુણાએ મેઘમુનિને મુનિજીવનમાં અચલતા અર્પી હતી તે કરુણાની બરોબરી કરી શકે એવી કરુણા જગતમાં જોવા ય ન મળે. રે! સંગમકના પ્રસંગમાં તો પરમાત્માની આંખોમાં આંસુના સ્વરૂપે એ કરુણા બહાર ધસી આવી!

અને છતાં કાપડીઆ કહે છે કે, બુદ્ધના જેવી ‘હ્યુમન અપીલ’ મહાવીરમાં હતી જ નહિ.

કાપડીઆ બુદ્ધ પ્રત્યે જૈનોના તેજોદ્વેષનો આક્ષેપ કરે છે પણ એમનો પોતાનો જ મહાવીરદેવ પ્રત્યેનો કેવો ભયંકર દ્વેષ છે?

[ ૨ ] ફુલછાબ દૈનિક : તા. ૨૦–૯–૭૧માં આવેલા સમાચાર :—

" ફુલછાબની સુવર્ણ જયંતિ નિમિત્તે યોજાએલ બહેનોની શત્રુંજય આરોહણ–અવરોહણ સ્પર્ધા આજે સવારે ખુશનુમા વાતાવરણમાં અને પ્રેક્ષકોની ભરપુર હાજરીમાં ઉત્સાહભેર શરૂ થઇ હતી. ૩૩ બહેનો ગેરહાજર હોવાથી ૨૪૦ બહેનોએ ઝુકાવ્યું હતું અને આ સ્પર્ધામાં પાલી-તાણાની બહેનોએ રંગ રાખ્યો હતો. પ્રથમ ત્રણ વિજેતા બહેનો પાલીતાણાની જ છે. સમારંભમાં ફુલછાબના પ્રતિનિધિ શ્રી રમેશભાઇ છાયાએ જાહેર કર્યું હતું કે આ સ્પર્ધા દર વર્ષે યોજાશે અને એ માટેનો 'રનીંગ શીલ્ડ' જે તે વિજેતા કે પંચાયત કે સુધરાઇ પાસે રહેશે અને હરિફ દરેક બહેનને પ્રમાણપત્ર એનાયત થશે. સમારંભમાં જન્મભૂમિ પત્રોના મેનેજીંગ ડિરેક્ટર શ્રી બાપાલાલ દોશીએ આ સ્પર્ધાનું સફળ આયોજન અને સંચાલન કરવામાં પાલીતાણાના આગેવાનોએ આપેલા સહકાર પ્રત્યે હાર્દિક આભારની લાગણી વ્યકત કરી હતી. "

[ ૩ ] પંડિત બેચરદાસના ભયાનક વિધાનો :—

(૧) ભગવાન સીમંધર સ્વામી અને મહાવિદેહ ક્ષેત્રનો પણ ઈન્કાર :–

(૨) સિદ્ધશિલા કાલ્પનિક છે :

(૩) મહાવીર ચરિત્ર વિસંગતિઓથી ભરેલું છે :

પ્રબુદ્ધ જીવન : તા. ૧–૯–૭૧માં આવેલા લેખમાંથીઃ–
" વર્ત્તમાનમાં વૈજ્ઞાનિકોએ ચન્દ્ર સુધી પહોંચવાનું સાહસ કર્યું અને ત્યાંથી માટી પણ લઈ આવ્યા. આ બધી પ્રત્યક્ષ વાતો છે; કોઈ કલ્પનાની વાત નથી. જેમને સંદેહ હોય તે તાલીમ લઈને ત્યાં સુધી જરૂર પહોંચી શકે અને ખાતરી કરી શકે. તમને તો હું ત્યાં સુધી કહુ છું કે હવે એવાં વિમાનો થયા છે કે જે એક મિનિટમાં જ હજારો ગાઉ જઈ શકે છે. આવા એક વિમાનને ભાડે લઈને જરૂર તમે મહાવિદેવ ક્ષેત્રની યાત્રા કરી શકો છો અને શ્રી સીમંધરસ્વામી સાથે સાક્ષાત્ વાર્તાલાપ પણ કરી શકો છો.

શ્રી સીમંધરસ્વામી મહાવિદેહ ક્ષેત્રમાં વિચરી રહ્યા છે વગેરે વગેરે.... પણ મહાવિદેહ કયાં? શ્રી સીમંધરસ્વામી કયાં? વર્ત્તમાનમાં વૈજ્ઞાનિકોએ તથા ભૂગોળના શોધકોએ પૃથ્વીના પરિમાણ વિષે ચોક્કસ નિર્ણય કરેલ છે અને કેટલાક શોધકો તો આખી પૃથ્વીની પ્રદક્ષિણા પણ એક વાર નહિ; અનેક વાર કરી ચૂકયા છે. છતાં આ કલ્પના –પ્રસ્તુત હકીકત માટે આપણે ત્યાં શું ચાલી રહ્યું છે?

આ જ પંડિતે 'સિદ્ધશિલા'ની ઘોર મશ્કરી કરતાં પ્રબુદ્ધજીવનમાં એવા આશયનું જણાવ્યું સાંભળ્યું છે કે શાસ્ત્રકારોએ પહેલાં તો આ દુનિયામાંથી અનંતા જીવોને સિદ્ધ બનાવી દીધા. પણ તેમને ઉપર મોકલી દીધા બાદ મનમાં ભય પેઠો કે ત્યાંથી બધા નીચે પડી જશે તો? આ ભયનું નિવારણ

કરવા માટે શાસ્ત્રકારોએ મોટી સિદ્ધશિલા બનાવીને મૂકી દીધી. એટલે હવે ત્યાંથી કોઈ પડી જતું નથી." !!!

'નમો સિદ્ધાણું' પદનું કેવું કાતીલ ખૂન કરવામાં આવ્યું છે ? અને છતાં લાખો નવકારમન્ત્રો ગણી દેતાં જૈનોમાંથી એક પણ જૈનનું આ વિધાનથી રૂવાંડું પણ કંપી ઊઠયું હોય તેવું આજ સુધીમાં જાણવા મળ્યું નથી.

આ જ પંડિતે વીર-ચરિત્રને પણ વિસંગતિઓથી ભરપૂર કહ્યું છે.

નવા જમાનાની નિર્જીવ ડીગ્રી ધરાવતા આવા માણસોનાં હૃદયને અને શ્રદ્ધાને સ્થાન ન હોય એ તદ્દન સહજ હકીકત છે. આવા લોકોના હૈયે ધર્મતત્ત્વ તરફ કેટલો ઉગ્ર ધિક્કારભાવ પડયો હશે કે જેથી આવા હલકટ વિધાનો તેઓ કરી શકતા હશે !

મુંબઈથી બહાર પડતા પ્રબુદ્ધજીવનના ભૂતપૂર્વ તન્ત્રી શ્રી પરમાનંદ કાપડીઆ હતા. જ્યારે હવે શ્રી ચીમનલાલ ચકુભાઇ શાહ છે.

વીર નિર્વાણ મહોત્સવની રાષ્ટ્રીય કમિટિના ઉપ-પ્રમુખના સ્થાને આ તે જ શાહ છે જેમને પંડિત બેચરદાસના અને મહાવીરદેવની કરુણાના વિષયમાં 'જૂનીઅર' ઠરાવતાં કાપડીઆના લેખો લેવામાં પરમાત્મા મહાવીરદેવની,

સીમંધરસ્વામીજીની કે સિદ્ધભગવંતોની લઘુતા થતી હોય તેવું લાગ્યું નથી !

અફસોસ !

[૪] કેટલીક બેહૂદી વાતો એ જૈન કહેવાતા લોકો કરી રહ્યા છે ! કહેવાતા પંડિત દલસુખભાઇ માલવણીઆ કહે છે કે, "આ જમાનામાં ભગવાન મહાવીરે કરેલી કેટલીક આજ્ઞાઓ પાળી શકાય તેમ જ નથી માટે આપણે જ અગમચેતી વાપરીને તેમાં ફેરફારો કરવા જોઈએ."

આમ કહીને તે ફેરફારો સૂચવતાં કહે છે, (i) "આપણા સાધુ સાધ્વીઓ પરિગ્રહની બદીથી મુક્ત રહી શક્તા નથી માટે આપણે જ તેમને અમુક રકમ સુધીની સંપત્તિ રાખવાની રજા આપી દેવી જોઇએ. જેથી તેમને દંભ ન સેવવો પડે !

(ii) વિકારો કોના નિર્મળ થયા છે ? માટે સાધુ સાધ્વીને બ્રહ્મચર્ય વૈકલ્પિક કરવું જોઇએ ! (વર્ષમાં એક બે કે ત્રણ વાર સંસારસુખની પણ રજા આપી દેવી જોઇએ ને ?)

(iii) હવે તો સરકાર જ પાણીમાં દવાઓ નાંખીને તેને અચિત્ત (!) કરી દે છે માટે ઉકાળેલું જ પાણી પીવાનો આગ્રહ છોડી દેવો જોઇએ !

(iv) આપણા સાધુજીવનનું પાલન અત્યંત કઠિન છે માટે હવે યાવજ્જીવ માટે સાધુ સાધ્વી થવાની પ્રતિજ્ઞા

ન દેતાં પાંચ પાંચ વર્ષ માટે સાધુ સાધ્વી બનવાની પ્રતિજ્ઞા આપવી. પાંચ વર્ષ પૂરા થતાં ઘરે જવું હોય તો જાય અથવા ફરી પાંચ વર્ષ માટે સાધુ થાય....વગેરે.

કેટલી બેહૂદી વાતો! ધડ માથા વિનાના કેવા આક્ષેપો! પૂજનીય સાધુ સંસ્થાનું કેટલું બેહૂદુ ચિત્રણ! આજે પણ શાસનપતિ પરમાત્મા મહાવીરદેવની કઠોરમાં કઠોર આજ્ઞાઓને ભારે ઉમંગથી પાળનારા પૂજનીય સાધુ સાધ્વીજી ભગવંતો સેંકડોની સંખ્યામાં છે. લગભગ ૮૦ ટકા જેટલી શુદ્ધિ અને શુદ્ધિ સાપેક્ષતા તો આજે ય દેખાઇ રહ્યા છે. આવા સમયે કેટલાક કહેવાતા જૈનોએ કલમના, વિદ્વત્તાના કે શ્રીમંતાઇના જોરે કેવી ભાંડણલીલા આચરી છે! નરદમ જૂઠા આક્ષેપો! અને અનધિકૃત ચેષ્ટાઓ! જે માણસોની જૈન સંઘમાં કશી કિંમત નથી એવા માણસોને સાધુ–સાધ્વી સંસ્થાના હિતની વાતો કરવાનો અધિકાર પણ શું હોઈ શકે? જેમને ત્યાગી સંસ્થા તરફ લેશ પણ પૂજ્યભાવ નથી એ લોકો ત્યાગી સંસ્થાના હિતની વાતો કરવા બેઠા છે!

અસ્તુ. એમની ભાંડણલીલાને એ જાણે. એમના મનસૂબા કદી પૂરા થવાના નથી. એમની આકાંક્ષાઓ એમના દિલની બહાર જઈ શકનાર નથી. એમ ધાર્યું આજે તો થઇ શકે તેમ નથી જ; કેમકે જિનશાસનની ચુસ્ત વફાદારી ધરાવનારો ત્યાગી વર્ગ નાનો પણ સંખ્યામાં ચારે બાજુ ભ્રમણ કરી રહ્યો છે. 'રખે! કોઈ ઊંઘતો

ઝડપાઈ જાય' તે ભયથી "'જાગતા રે' જો" નો સાદ ચારેકોર નાંખી રહ્યો છે.

વિશ્વહિતકર જિનશાસનના આજ્ઞા–બંધારણને આપણે સહુએ ચુસ્તપણે વફાદાર રહેવું એ જ ચતુર્વિધ સંઘનું એકનું એક કર્તવ્ય છે. આ જ આપણી પ્રવચન ભક્તિ છે કે આપણે સહુ પાળી શકાય તેવી શાસ્ત્રાજ્ઞાઓને જીવનમાં ઉતારીએ; પ્રમાદાદિના કારણે ન પાળી શકાય તેવી આજ્ઞાઓના અડીખમ પક્ષપાતી બનીએ; એના પૂર્ણ પ્રેમી બનીએ. પછી વિધ્વંસકોની નીતિના બુમરેંગ આપણી ઉપર ત્રિકાળમાં ફરી શકનાર નથી.

[૫] જૈન જગત્ [ રાષ્ટ્રીય વીર નિર્વાણ ઉજવણી અંગેની ૩૯ ની સમિતિના જ કેટલાક બંધુઓના સંપૂર્ણ સહકારથી ચાલતું માસિક ] ના છેલ્લા સપ્ટેમ્બરના અંકમાં કાકા કાલેલકરનો લેખ છે. અતિ ભયાનક વિચારના બોમ્બ શેલોથી આ લેખ ભરપૂર છે.

આ રહ્યો તે ભયાનક વિચારનો એક ભાગ :—

"મૈં સ્વયં સનાતની હિન્દુ હોને સે જૈન સમાજ કો સલાહ દેને કા અપના વિશેષ અધિકાર નહીં માન સકતા. ફીર ભી ઇતના કહૂંગા કી જૈનધર્મકો પૂર્ણતઃ જાનનેવાલે ઔર આચરને વાલે લોગોં કો અપને ધર્મ કે દો વિભાગ કરને ચાહીએ.

૧. તાત્ત્વિકદષ્ટિસે જિસે જૈનધર્મ અથવા જૈન તત્ત્વજ્ઞાન

કહા જા સકતા હૈ ઉસે સાર્વભૌમ, સાર્વકાલિક પ્રધાન જૈન ધર્મ કે તૌર પર વિસ્તારસે સમજાના ઔર સાથ હી સાથ [૨] આજ હિન્દુસ્તાન મેં જૈન સમાજ મેં જિસકા આચરણ હોતા હૈ ઉસ જૈનધર્મકો "ભારતીય સંસ્કરણ અથવા હિન્દુ આવૃત્તિ કે તૌર પર અલગ દિખાના. હિન્દુસ્તાનમેં રહેનેવાલે ઔર વંશપરંપરાગત જૈનધર્મમેં માનનેવાલે લોગ જૈનધર્મકી ઇસ ભારતીય આવૃત્તિ અનુસાર ચલેં ઔર ઉસમેં સમય સમય પર સંશોધન વર્ધન કરતે રહેં.

"ઔર જો વ્યાપક, સાર્વભૌમ, સાર્વકાલિક, મૌલિક પ્રધાન જૈનદૃષ્ટિ હમને અલગ કી હૈ ઉસકા પ્રચાર સારી દુનિયા કે ભિન્ન ભિન્ન દેશો મેં જોરોં સે કિયા જા સકતા હૈં. ફિર વહાં કે લોગ અપની અપની રૂઢ સંસ્કૃતિ કે અનુકૂળ સાર્વભૌમ જૈનધર્મ કી સ્વદેશી આવૃત્તિ તૈયાર કરેં તો ઉન્હે ઐસી, છૂટ હોની ચાહીએ"

[૬] 'જૈનમિત્ર' નામના હિન્દી પત્રના છેલ્લા એપ્રીલના અંકમાં જે નિર્દેશ કર્યો છે તે અહીં દર્શાવાયો છે. અહીં સ્પષ્ટ રૂપે બે મહાવીરની વાત રજૂ કરાઈ છે.

"અતઃ આઓ, અબ પૌરાણિક મહાવીર કે જગહ ઐતિહાસિક મહાવીર કો ઢૂંઢકર ઉનકે પ્રતિ કૃતજ્ઞતા પ્રગટ કરેં. ઔર ઉનકે ઉત્તરાધિકારકે નાતે આજકે વૈજ્ઞાનિક સાધનોકે દ્વારા ઉનકી દી હુઈ જ્ઞાન પૂંજીમેં વૃદ્ધિ કરે. ઉસે આજ કે યુગકી સમસ્યાઓંકી હલ કરને યોગ્ય બનાવે."

જૈન ધર્મના બે ટૂકડા કરી દેવાની વાત કાકા કાલેલકરની કલમમાં જ નથી પરન્તુ હજારો બુદ્ધિજીવીઓના હૈયામાં પણ આ જ વાત પડેલી છે. કાલેલકરે તો એને વાચા જ આપી છે.

ધર્મધ્વંસી લોકોએ ધર્મધ્વંસ કરવા માટે જે કેટલીક નવી ભેદી તરકીબો શોધી છે તેમાંની આ પણ એક તરકીબ છે કે જૂનું અને નવું એમ બે ભાગ પાડી દેવા. પછી જૂનામાં નવાએ હસ્તક્ષેપ નહિ કરવાની જાહેરાત–કબુલાત કરીને જૂનાના પક્ષપાતીને રાજી રાખવા. પછી નવાને ઉપાડવું. એવા જોશથી એને વેગ આપવો; એટલી બધી શક્તિ અને સંપત્તિ એમાં ખર્ચી નાંખવી કે બધે ય નવા મોડેલનો જ જયજયકાર થવા લાગે. પેલા જૂનાના તો કોઈ ભાવ પણ ન પૂછે. આમ થતાં થોડા જ સમયમાં જૂનું આપોઆપ ઘસાઈ જતું મૃતપ્રાય: બની જાય.

'નવા'ના તો મૂળીઆં થોડા ય ઊંડા ગયા ન હોય; કેમકે એમાં તો જમાનાવાદી, ભોગવાદી અને તકવાદીઓનો શંભુમેળો હોય અને બધું ય ધન–કીર્તિના પાયા ઉપર ઊભું થએલું હોય એટલે એ નવાને તો કોઈ પરધર્મી એક જ ધક્કો મારીને ગમે તે યોગ્ય સમયે ધરતી ઉપર ઢાળી દઈ શકે.

હા.......જૂના બદ્ધમૂલ ધર્મોના મોડેલોને લપડાક મારીને તો શું ? પણ લાખો ઘણના ઘા મારીને કે સુરંગો

ફોડીને ય તોડી શકાય તેમ નથી એટલે તેમને ખતમ કરવાનો આ એક જ કીમીઓ છે, "બાજુમાં જ નવું મોડેલ ઊભું કરી દેવું." એક વાર જૂનું આપમેળે નબળું પડીને મરવા પડે પછી નવા મોડેલને તો ગમે તે મિનિટે ફેંકી દઈ શકાય કેમકે તે મૂળમાંથી ખોટું હોય છે. કીર્તિભૂખ્યા લોગરસિકોનાં નબળા અને કાળા હાથે જ એનું ઉદ્‌ઘાટન થતું હોય છે.

કાલેલકર દ્વારા વ્યક્ત કરાએલો હજારો લોકહૈયાંનો વિચાર એ લોકની માંગ છે; શિક્ષિતોનો પુકાર છે. એથી જ એ સહુના માનસને પલટવાનો ભગીરથ પ્રયત્ન મુનિ-સંસ્થાએ તાકીદે કરવો પડશે; એમને દોષ દઈને તે બેસી રહે તેથી ક્ષમા નહિ મળી શકે.

કાલેલકરના વિચારની સાથે જ 'બે મહાવીર'નો વિચાર ઉપર રજૂ કર્યો છે. જો ધર્મ બે થઈ જાય તો તે સહજ છે કે ધર્મપ્રણેતા પણ બે થઈ જાય.

જૂના મોડેલના ધર્મપિતા મહાવીરદેવ એટલે વીતરાગ, સર્વજ્ઞ, યથાર્થવાદી, ત્રિલોકગુરુ ચોવીશમા તીર્થંકરદેવ પરમાત્મા મહાવીર.

ચોત્રીશ અતિશયોથી ઓપતા મહાવીર દેવ.

ક્રોડો દેવોથી સેવાતા જગદ્‌ગુરુ મહાવીર દેવ.

સમવસરણમાં બિરાજીને વિશ્વહિતકર દેશના દેતાં મહાવીરદેવ. જ્યારે નવા મોડેલશા ધર્મના ધર્મપિતા

મહાવીરદેવ તો આવા નહિ જ મનાય; કેમકે આ તો બધી શ્રદ્ધાની વાતો છે, એને આજનો બુદ્ધિજીવી વર્ગ કેમ માની લે ? એને તો પોતાના માનસમાં પોષાતા વિચારોથી છાજતા મહાવીરદેવ જોવા છે અને કહેવા છે એથી આ લોકોના મહાવીરદેવ સાવ નોખા–અનોખા સ્વરૂપના જ હોય.

સામાન્ય રીતે મહાવીરદેવનું ચિત્ર કાંઈક આવું હશે.

સ્રી સ્વાતન્ત્ર્યની પ્રખર ક્રાન્તિ કરનારા મહાવીરદેવ !

જ્ઞાતિજાતિનું ઉન્મૂલન કરનારા મહાવીરદેવ !

સામ્યવાદના આદ્ય પિતા મહાવીરદેવ !

ગરીબોના બેલી મહાવીરદેવ !

મહામાનવ મહાવીરદેવ ! ક્રાન્તિકારી મહાવીરદેવ !

વાયરો તો ખરેખર ધર્મના બે ટૂકડા અને મહાવીરના બે સ્વરૂપની દિશા તરફ ઝપાટાબંધ જઈ રહ્યો છે. આમાં બુદ્ધિજીવીઓને જેટલી વધુ સફળતા–પેલા રખેવાળોની અઘોર નિષ્ક્રિયતાના પાપે–મળતી જશે તેમ જિનશાસનનો ભંગાર થતો જશે.

શિસ્તમાં અને નીતિમાં માનતા નવી પેઢીના યુવાનો જો હવે જાગ્રત થઇ જાય અને જૂની પેઢીના બુદ્ધિજીવીઓના દંભ અને જૂઠના પડદાં ચીરી નાંખે; એમની તક-વાદિતા, જમાનાવાદિતા, અને ભોગવાદિતાને સખ્તમાં સખ્ત શબ્દોમાં જો છાશવારે ને છાશવારે પડકારતાં રહે; જ્યાં

ને ત્યાં એમની પાછળ પડી જઈને એમના અશાસ્ત્રીય-અપલાપો અને વ્યવહારોને ઊભી બજારે ઉઘાડા પાડી દેતાં રહે તો મજાલ નથી એ બુદ્ધિજીવી લોકોની કે આ રીતે ફાવે તેમ બોલવા, લખવાની હિંમત પણ કરી શકે.

[૭] ત્યાગ અને તપશ્ચર્યાના કારણે જે મુનિવર્ગનો સમસ્ત પ્રજા ઉપર જબરદસ્ત કાબુ છે; જેની પરાર્થરસિકતાએ જૈન-અજૈન લોકોના હૈયાં ઝૂકી જાય છે; જેની નિરીહતાને જોઇને પ્રજા મોંમાં આંગળાં નાંખી દે છે; ધોમ ધખતી ધરતી ઉપરનો જેનો પગપાળા પ્રવાસ જોઇને મોટા રૂસ્તમના ય અંતરમાં ચીસ નીકળી જાય છે એ જૈન શ્રમણસંસ્થા તરફ જમાનાવાદી, ભોગરસી બુદ્ધિજીવીઓને વધુ પડતી નફરત હોય તો જરા ય નવાઈ પામવા જેવું નથી. કેમકે એ લોકો પોતાના સ્વાર્થે ગંધાએલા, જૂઠા અને દંભી જીવનની બધી એબને સારી રીતે જાણતા હોય છે. એમાંની એકાદ પણ એબનો ત્યાગ ધોળે દહાડે આસમાનના તારા દેખાડી દે એથી પણ વધુ સાધના માગતો હોય છે એ વાતથી તે લોકો સંપૂર્ણપણે વાકેફ હોય છે.

આમ પોતાની વામણી લીટીને મોટી કરવાની તાકાતથી તેઓ સંપૂર્ણપણે શૂન્ય હોય છે માટે જ શ્રમણ-સંસ્થાની ત્યાગ-તપની 'ઈમેજ'ની મોટી લીટીને કાપવાના પ્રયત્નોથી જ પોતે મોટા દેખાવાનો જઘન્ય પ્રયત્ન કરતા રહે છે.

નિર્ગ્રન્થોને વધુમાં વધુ ઉતારી પાડવા; કોઈ બે પાંચની શિથિલતાના શસ્ત્રે આખી પવિત્ર મુનિ સંસ્થાનો ધજાગરો ચડાવીને કાગારોળ મચાવી દેવી; કોઇ સારા સંયમધર મુનિને જમાનાવાદના પ્રલોભનોમાં તાણી જવો અને પછી એના પાપે એને મરતો જોઇને તાળીઓ બજાવવી; વગેરે વગેરે ઘણી હલકી તરકીબો અપનાવતાં ય આ નવો શ્રદ્ધાભ્રષ્ટ વર્ગ શરમાતો નથી.

શિસ્ત અને શાણપણની વાતો કરનારા એ લોકોમાં નામનું ય શિસ્ત કે શાણપણ હોતું જ નથી.

ચીપી ચીપીને બોલવાથી; દેશ-પરદેશોની વાતો કરવાથી કે વિદ્વત્તાભર્યા ચાર આઠ લેખો લખી નાંખવાથી કાંઈ ધર્મવેત્તા બની શકાતું નથી. એટલું બધું સસ્તુ એ પદ પણ નથી.

ગમે તેમ હો; આવા લોકોની પણ એક ટોળી હોય છે. અને તે લોકો પોતાની જઘન્ય રીતરસમોથી પવિત્ર મુનિસંસ્થાને ભાંડવાની એક પણ તક જવા દેતા નથી.

મુંબઈ તો આવા વિષયમાં અગ્રેસર બનતું રહે છે; અને એમાં ગૌરવ પણ અનુભવે છે.

પર્વાધિરાજ શ્રી પર્યૂષણા મહાપર્વના આઠ દિવસોની આરાધનાઓ; દાનાદિ ચારે ય ધર્મના સેવનો; ક્ષમાપનાનો અત્યુજ્જવલ આદર્શ અને મુનિઓના આત્મલક્ષી જોરદાર

પ્રવચનોએ જૈનશાસનને જાગ્રત જારી રાખવામાં અસાધારણ ફાળો નોંધાવ્યો છે.

આથી જ આ મહાપર્વોની સામૂહિક આરાધનાઓને જાણે કે ખતમ કરી દેવા માટે મુંબઈના બુદ્ધિજીવી વર્ગે એ જ સમયમાં-એની જ સામે પર્યૂષણ વ્યાખ્યાનમાળાનું આયોજન કર્યું છે. કેટલાક વર્ષોથી આ વ્યાખ્યાનમાળા ચાલે છે. એમાં અણુબોંબ પણ ચર્ચી શકાય છે; સંભોગમાંથી સમાધિની રજૂઆત પણ કહેવાતા પ્રોફેસરો કરી શકે છે. જે તે વ્યક્તિ સાથે તીર્થંકરદેવોની તુલના પણ કરી શકાય છે અને 'યુવાનોના અજંપા' ઉપર ભાષણો પણ કરી શકાય છે.

સદાચારી સજ્જનો જ આ ભાષણો કરી શકે તેવો કોઈ સિદ્ધાન્ત તેમને ત્યાં હોતો જ નથી.

૧૯૭૨ ની સાલની જે પર્યૂષણ વ્યાખ્યાનમાળા મુંબઈમાં યોજાઈ હતી. તેની જાહેરાત જનશકિત નામના દૈનિકમાં આ પ્રમાણે આવી હતી.

[૭] જનશકિત : ૨૯–૮–૭૨

પર્યુષણ વ્યાખ્યાનમાળા–

મુંબઈ તા. ૨૦. શ્રી મુંબઈ જૈન યુવક સંઘ તરફથી ૧૯૭૨ના સપ્ટેમ્બરની ૫ મી તારીખ, મંગળવારથી સપ્ટે- [illegible] તારીખ મંગળવાર સુધી એમ આઠ દિવસની

પર્યુષણ વ્યાખ્યાનમાળા યોજવામાં આવી છે. આ આઠે ય દિવસની વ્યાખ્યાન સભાઓનું પ્રમુખસ્થાન પ્રો. રમણલાલ ચી. શાહ શોભાવશે. આ વ્યાખ્યાન સભાઓ 'ભારતીય વિદ્યાભવન'માં ભરવામાં આવશે અને દરેક સભા સવારના ૮–૩૦ વાગ્યે શરૂ થશે. આ વ્યાખ્યાનમાળાનો વિગતવાર કાર્યક્રમ નીચે મુજબ છે.

મંગળવાર, ૫–૯–૭૨, પ્રો. તારા બહેન શાહ હરિભદ્રસૂરિ કૃત "સમરાઇચ્ચકહા,"

શ્રી મન્નારાયણજી: યુવાનોનો અજંપો અને તેનાં કારણો.

બુધવાર, ૬–૯–૭૨ પં. દલસુખભાઈ માલવણિયા: ભગવાન્ મહાવીરનો જીવનસંદેશ, શ્રી ચંદ્રવદન ચી. મહેતા "હરે રામ ! હરે કૃષ્ણ !"

ગુરૂવાર, ૭–૯–૭૨, શ્રી ઈશ્વર પેટલીકર મહાભારતનું અર્થદર્શન, સાધ્વી શ્રી પ્રિયદર્શનાશ્રીજી અહિંસા, સંયમ અને તપ.

શુક્રવાર, ૮–૯–૭૨, આચાર્ય શ્રી અમૃતલાલ યાજ્ઞિક વિવેકાનંદની ધર્મદૃષ્ટિ. શ્રી યશોધર મહેતા ઉપનિષદ્‌નો મહામાનવ.

શનિવાર, ૯–૯–૭૨, પં. ઈન્દ્રચન્દ્ર શાસ્ત્રી: અનેકાંતવાદ શ્રી જી. રામચંદ્રન ગાંધીજીની ઈશ્વર વિષે માન્યતા.

રવિવાર, ૧૦–૯–૭૨, પ્રો. ઉષાબહેન મહેતા. શ્રી અરવિંદની જીવન સાધના, શ્રી પુરુષોત્તમદાસ જાલોટાજી ભક્તિ સંગીતનો કાર્યક્રમ.

સોમવાર, ૧૧–૯–૭૨, આચાર્ય શ્રી યશવંત શુકલ, યુવક માનસ, ડો; ભોગીલાલ સાંડેસરા આગમવાચના–

મંગળવાર, ૧૨–૯–૭૨, પ્રો. કલ્યાણમલજી લોઢા જનદર્શન–તેની મહત્તા અને ઉપયોગિતા, શ્રી ચીમનભાઈ ચકુભાઇ શાહ. શ્રીમદ્ રાજચંદ્ર અને ગાંધીજી.

સમય:– દરરોજ બે વ્યાખ્યાન. સવારના ૮–૩૦ થી ૧૦–૩૦

સ્થળ:– ભારતીય વિદ્યાભવન; ચોપાટી–મુંબઇ. ૭.”

એક વાત ખૂબ જ ચોક્કસ છે કે જ્યાં ગીતાર્થ સંવિગ્ન મુનિઓની નજર નથી ત્યાં કયું ઉત્સૂત્ર ભાષણનું પાપ ન પેસે તે જ પ્રશ્ન છે. ગમે તે માણસ ફાવે તે રીતે ઉત્સૂત્ર બકવાટ ત્યાં કરી શકે છે આથી મુનિઓની સીધી દેખરેખ વિનાની કોઈ પણ જમાનાવાદી પ્રવૃત્તિનો આરંભ કરવાનું જોખમ કોઇએ કરવું જોઈએ નહિ એવી મારી વિનમ્ર સમજણ છે.

હવે તો બેફામ વિધાનો કરવામાં જાણે કે સ્પર્ધા શરૂ થઇ છે. એકેકથી એકેક ચડી જાય તેટલા ભયંકર [illegible] ગે છે. “સાધુઓ ડોકટર બને; સાધ્વીઓ

નર્સ બને; અવસર આવે તો સાધુઓ સડક પણ કેમ સાફ ન કરે....” એવા નીચ કક્ષાના વિધાનો થાય છે. પર્યૂષણ પર્વના વ્યાખ્યાનો [ વર્ષ બીજું ] માં જૈનધર્મ અને નિવૃત્તિમાર્ગ” વિષય ઉપર પંડિત દરબારીલાલનું વ્યાખ્યાન છપાયું છે. તેમાં પેઈજ નંબર ૧૦૮ ઉપર નીચે પ્રમાણે જણાવવામાં આવ્યું છે :–

રોગીઓના સાચા ચીકિત્સકો, રોગીઓના આંસુ લૂંછનારી ધાત્રીઓ કે નર્સોની આજ જરૂર છે. તો જૈન સાધુઓ રોગીઓની સેવામાં એમનું જીવન કેમ ન ખર્ચે ? જૈન સાધ્વીઓ નર્સ બની સેવા કેમ ન કરે ? આવા કાર્યોમાં મથવાથી એમની સાધુતા વિનાશ નહિ પામે ને વધશે–ચમકશે. અને આમ સાધુ, શિક્ષક પણ શા માટે ન બને ? વળી જ્યાં જરૂર હોય ત્યાં સડક પણ કાં સાફ ન કરે ? ”

મારું તો ખૂબ સ્પષ્ટ માર્ગદર્શન છે કે આવી વાતોને બિલકુલ આગળ વધવા દેવી જોઈએ નહિ. કોઈ પડકાર કરે છે કે નહિ એની ચિંતા આપણે કરવાની નથી. આપણા હૈયે જો જિનશાસન વસ્યું હોય; જો આપણા દિલમાં ધર્મની કોઈ દાઝ હોય; મુનિ સંસ્થા પ્રત્યે આદરભાવ હોય; સાધ્વીગણ પ્રત્યે પૂજ્યભાવ હોય તો ક્યાં ય આડું–અવળું જોયા વિના; ‘સંગઠન’ બને તો ઠીક છે, નહિ તો તેની પણ ચિંતા કર્યા વિના આપણી શક્તિને આપણે કામે લગાડી દેવી જ જોઈએ.

એવા શ્રદ્ધાહીન લોકો પાસે જઈને એમના ધર્મ-દ્રોહી વિધાનોનો જવાબ માંગવો જોઈએ. એવી શાસન-નિરપેક્ષ વ્યાખ્યાનમાળાઓ કોઈપણ રીતે બંધ રખાવવી જ જોઇએ.

ફરી યાદી આપું છું; કોઈપણ શાસનપક્ષી આત્મા સિંહનું સંતાન છે, એનો નાનકડો સળવળાટ પણ કાફી છે.

કીર્તિભૂખ્યા અને અપમાનભીરૂ બુદ્ધિજીવી લોકોને ધર્મની કશી જ પડી નથી. તમારા હાકોટાએ કે તમારી એક જ કાંકરીએ એમનો માનભંગ થાય તો બધું પડતું મૂકીને ઘરભેગા થઈ જવા માટે તે લોકોને જરા ય શરમ નથી. બસ....તો પછી શા માટે તેમને તે રીતે ય ઘર ભેગા ન કરી દેવા?



નર્સ બને; અવસર આવે તો સાધુઓ સડક પણ કેમ સાફ ન કરે...." એવા નીચ કક્ષાના વિધાનો થાય છે. પર્યૂષણ પર્વના વ્યાખ્યાનો [ વર્ષ બીજું ] માં જૈનધર્મ અને નિવૃત્તિમાર્ગ" વિષય ઉપર પંડિત દરબારીલાલનું વ્યાખ્યાન છપાયું છે. તેમાં પેઈજ નંબર ૧૦૮ ઉપર નીચે પ્રમાણે જણાવવામાં આવ્યું છે :–

રોગીઓના સાચા ચીકિત્સકો, રોગીઓના આંસુ લૂંછનારી ધાત્રીઓ કે નર્સોની આજ જરૂર છે. તો જૈન સાધુઓ રોગીઓની સેવામાં એમનું જીવન કેમ ન ખર્ચે ? જૈન સાધ્વીઓ નર્સ બની સેવા કેમ ન કરે ? આવા કાર્યોમાં મથવાથી એમની સાધુતા વિનાશ નહિ પામે ને વધશે– ચમકશે. અને આમ સાધુ, શિક્ષક પણ શા માટે ન બને ? વળી જ્યાં જરૂર હોય ત્યાં સડક પણ કાં સાફ ન કરે ? "

મારું તો ખૂબ સ્પષ્ટ માર્ગદર્શન છે કે આવી વાતોને બિલકુલ આગળ વધવા દેવી જોઈએ નહિ. કોઈ પડકાર કરે છે કે નહિ એની ચિંતા આપણે કરવાની નથી. આપણા હૈયે જો જિનશાસન વસ્યું હોય; જો આપણા દિલમાં ધર્મની કોઈ દાઝ હોય; મુનિ સંસ્થા પ્રત્યે આદરભાવ હોય; સાધ્વીગણ પ્રત્યે પૂજ્યભાવ હોય તો ક્યાં ય આડું–અવળું જોયા વિના; 'સંગઠન' બને તો ઠીક છે, નહિ તો તેની પણ ચિંતા કર્યા વિના આપણી શક્તિને આપણે કામે લગાડી દેવી જ જોઇએ.

એવા શ્રદ્ધાહીન લોકો પાસે જઈને એમના ધર્મ-દ્રોહી વિધાનોનો જવાબ માંગવો જોઈએ. એવી શાસન-નિરપેક્ષ વ્યાખ્યાનમાળાઓ કોઈ પણ રીતે બંધ રખાવવી જ જોઇએ.

ફરી યાદી આપું છું; કોઈ પણ શાસનપક્ષી આત્મા સિંહનું સંતાન છે, એનો નાનકડો સળવળાટ પણ કાફી છે.

કીર્તિભૂખ્યા અને અપમાનભીરૂ બુદ્ધિજીવી લોકોને ધર્મની કશી જ પડી નથી. તમારા હાકોટાએ કે તમારી એક જ કાંકરીએ એમનો માનભંગ થાય તો બધું પડતું મૂકીને ઘરભેગા થઈ જવા માટે તે લોકોને જરા ય શરમ નથી. બસ....તો પછી શા માટે તેમને તે રીતે ય ઘર ભેગા ન કરી દેવા?



## [૮] અમર ભારતી જુલાઈ' ૭૨

## સાધુઓંકા ત્યાગ કરો

[ "સાધુ સમાજકા હોના હી જૈન ધર્મ કે લિએ નિરર્થક હૈ ! ઉસકી જગહ ઉપદેશક સંઘ હી રહ જાના ચાહિએ, શ્રાવક ધર્મ, સાધુ ધર્મસે કઠિન માના ગયા હૈ, શ્રમણ ભગવાન મહાવીરને શ્રાવકોં કો સાધુઓં સે નીચે નહી કહા હૈ ઈસ લિએ હમ શ્રાવકોં મેં બલ હોવે તો સાધુ સમાજકા હી ત્યાગ કર દેવેં."

જૈનોની પવિત્રતમ સાધુસંસ્થાનો નાશ કરી દેવાનો ભયંકર ઉપદેશ આપનાર વ્યક્તિ ઉપાધ્યાય અમરમુનિ–પોતે જ સ્થાનકવાસી સાધુ સંસ્થાના એક સભ્ય છે. શાસનપતિ પરમાત્મા મહાવીરદેવે સ્પષ્ટ શબ્દોમાં એ વાત ફરમાવી છે કે તીર્થ સાધુઓ વિના સંભવિત નથી. ચતુર્વિધ સંઘને પણ શ્રમણ–પ્રધાન સંઘ કહ્યો છે. અનુભવથી પણ એ વાત સુપેરે સમજાય તેવી છે કે સારા સાધુઓ તથા સાધ્વીજીઓના વિહાર અને ધર્મોપદેશને કારણે જ જૈન ધર્મનું અસ્તિત્વ, 'ભાંગ્યું ભાંગ્યું પણ ભરૂચ'ની જેમ સુંદર રીતે ટકી રહ્યું છે. જે દેશોમાં ત્યાગીઓનો વિહાર નથી, તે દેશોની ધર્મભાવના મૃતપ્રાયઃ થઈ ચૂકી છે.

આમ છતાં સાધુઓનું સ્થાન ગૃહસ્થોને લેવાની વાત આ મુનિ કરે છે! આર્થિક, સામાજિક અને રાજકીય ચિંતાઓના અભૂતપૂર્વ બોજા નીચે ચગદાએલો વર્ગ ધર્મ માટે કેટલો સમય ફાજલ પાડી શકે? કેટલી કુરબાની કરી શકે? એ વાત એ મુનિએ વિચારવી પડશે.

પણ અફસોસ! આવા વિધાનોની પાછળનો આખો આશય જ જ્યાં સાવ જુદો હોય ત્યાં વિચારવાની વાત કરવાનો કોઈ અર્થ નથી. આ જ ઉપાધ્યાયશ્રી શાસનપતિ પરમાત્મા મહાવીરદેવની ૨૫ મી શતાબ્દિની રાષ્ટ્રીય ઊજવણીનું નિમિત્ત પામી લઈને 'વીરાયતન'ની જંગી અને બહુમતી યોજનાને સાકાર બનાવી રહ્યા છે. આવા બેહુદા વિધાન કરનારાઓની આ યોજના પણ સદ્ધર્મનું શું કલ્યાણ કરશે? એ સહુ સમજી શકે તેમ છે. ધર્મના પાયા મૂળમાંથી હચમચી ઊઠે એવા ધર્મના ફુગાવા સમા આ કાર્યમાં ભારતની રાષ્ટ્રીય સરકાર સારી મદદ આપવાની છે એમ સાંભળ્યું છે. ધર્મનાશનાં આવાં કાર્યોમાં અજ્ઞાન ભારત-સરકાર જંગી રકમ ફાળવે તેમાં મને તો લગીરે આશ્ચર્ય થતું નથી.



## [૯] આથી વધુ ભયંકર લખાણ કયું હોઇ શકે ?

સમાચાર : "જિનસંદેશ" તા. ૧૬-૧૦-૭૧.

લે. સતીશકુમાર જૈન

### ઊર્મિનો ઉદધિ : ભગવાન મહાવીર

"મહાવીરના જીવનમાં મને એક બહુ જ પ્રેમલ રંગ દેખાય છે. મને લાગે છે કે ભગવાન મહાવીરના હૈયે પણ પ્રણયની ઊર્મિઓનો સમંદર ઘૂઘવતો હતો. વૈરાગ્ય, નિવૃત્તિ, તપ વગેરે કઠોર સાધનાઓથી તેમણે પરમ સિદ્ધિને પ્રાપ્ત કરી. આ કઠોર સાધનાનું યોગ્ય સંતુલન કરવા તેમના હૈયે પ્રણયની નાજુક ઊર્મિઓ પણ સળવળતી હતી.

આ પ્રણય, આ ઊર્મિ વિના જીવન સ્મશાનની જેમ ભેંકાર બની જાય છે. પ્રણય અપવિત્ર નથી. કહેવું તો એમ જોઈએ કે પ્રણયથી વધુ પવિત્ર આ દુનિયામાં વિશેષ કશું નથી. નિવૃત્તિ અને પ્રવૃત્તિનું, ભોગ અને ત્યાગનું તેમજ વૈરાગ્ય અને પ્રણયનું યોગ્ય સંતુલન એ જ વાસ્તવિક જીવન છે. જીવનમાં જેને રસ નથી, જીવનને જે આનંદથી જીવી નથી શકતો, જીવન જીવવાની કળા જેની પાસે નથી તેનું જીવન શું જીવન છે?

ભગવાન મહાવીરના જીવન પર ચિંતન કરનાર અને તેમનું જીવન લખનાર ચિંતકો અને લેખકો મહાવીરના જીવનની એક અત્યંત મહત્ત્વપૂર્ણ અનુભૂતિને ભૂલી જાય છે, અથવા તેની ઉપેક્ષા કરે છે. એ અનુભૂતિ છે; મહાવીરનો પોતાની પત્ની સાથેનો સંબંધ. યશોદા સાથેનો મહાવીરનો પ્રેમવ્યવહાર આપણી સમક્ષ એક આદર્શ દાંપત્યનું દૃષ્ટાન્ત રજુ કરે છે. યશોદાએ મહાવીરને સંપૂર્ણ સમર્પણ કર્યું હતું.

પ્રણયની પહેલી શરત છે સમર્પણ. સમર્પણ નથી ત્યાં પ્રણય નથી. પુરુષ અધૂરો છે. સ્ત્રી અધૂરી છે. આથી જ "અર્ધનારીશ્વર'ના અવતારની કલ્પના કરવામાં આવી છે. સ્ત્રી અને પુરુષનું મિલન એ સૃષ્ટિનો અવિચ્છેદ્ય નિયમ છે. અલબત્ત આ નિયમ સમય, ઉંમર, સંયોગ અને કાર્યની દિશા વગેરેથી સાપેક્ષ છે. પરંતુ આથી કરીને માનવ શરીર સાથે માનવદેહમાં રહેલ "કામ"ની અવગણના થઈ શકે નહિ.

મહાવીરે એ વિચારવાની તકલીફ જ નહોતી લીધી કે પોતે આઠ–નવ વરસની ઉંમરે સાધુ બની જાય. કારણ એ ઉંમરે સન્યાસ અસ્વાભાવિક છે. જો કે મહાવીરના જીવનકાળમાં નાની ઉંમરના દીક્ષિતોનો ઉલ્લેખ છે પરંતુ તેવી સંખ્યા નગણ્ય છે. ખુદ મહાવીરે પોતાને માટે એ યોગ્ય નહોતું માન્યું.

મારું તો ત્યાં સુધી માનવું છે કે યશોદાના પૂર્ણ મર્પણમય પ્રેમે જ મહાવીરને મહાવીર બનાવ્યા. યશોદાના

પ્રેમના કારણે તેમને જીવન, કુટુંબ, સમાજ અને સમસ્યા-ઓનો સારી રીતે અનુભવ થયો. માનવના મનનું વિજ્ઞાન તે જાણી શકયા.

## વીરના જીવનમાં પ્રણયનું મહત્વ

યશોદા સાથેનું તેમનું લગ્ન એ કોઇના "દબાણ"નું પરિણામ નથી.તેનું પ્રમાણ તેમની કોમળ કળી જેવી "સુદર્શના" પુત્રી છે. અલબત્ત મહાવીર અધિક સંતાનવૃદ્ધિના હિમા-યતી ન હતા છતાં ય સુદર્શનાનું જે રીતે તેમણે લાલન-પાલન કર્યું, તેના લગ્ન વગેરેની જે સુંદર વ્યવસ્થા કરી તે તમામ આપણને મહાવીરના ઉચ્ચ ચારિત્ર્ય પર ધ્યાન દેવા નિર્દેશ કરે છે.

દરેક ધર્મગ્રન્થે ધર્મ અને મોક્ષની સાથોસાથ અર્થ અને કામને પણ મહત્ત્વ આપ્યું છે. કામ એ માનવનો એવો સ્વભાવ છે જે તેની દરેક પ્રવૃત્તિમાં દેખા દે છે. સુખની લાલસા, સુખને માટે પ્રયત્ન અને દૈહિક આનંદની અનુભૂતિ સાથે કામની અપરોક્ષ વૃત્તિ સંકળાયેલી છે. આ યુગના ફ્રોઇડ જેવા મનોવિજ્ઞાનીઓએ આ શાસ્ત્રનું અતિ ઉચ્ચ સાંસ્કૃતિક ભૂમિકાએ વિશ્લેષણ કર્યું છે.

મહાવીરના આધ્યાત્મિક દષ્ટિકોણને ખૂબ ખૂબ જાણવા છતાં, મહાવીરે કરેલ બ્રહ્મચર્યની મીમાંસાને સારી પેઠે સમજવા છતાં ય હું એ કહેવાનું સાહસ કરું છું કે મહા-વીરના જીવનમાં કામ માટે, પ્રણય માટે અને દાંપત્ય માટે

ઊંચું સ્થાન હતું. જો કે આ અંગે તેમણે એક આખું શાસ્ત્ર બનાવ્યું. માનવના હાથમાં વિવેકની તુલા મૂકી, કામને અનિયંત્રિત થતો બચાવ્યો. સમય, ઉંમર વગેરે બધી મર્યાદાઓ બતાવી. આથી એનો અર્થ એમ નહિ કે તેના મૌલિક દૃષ્ટિકોણનો તેમણે અસ્વીકાર કર્યો છે.

મહાવીરના સિદ્ધાંતને સમજનાર દરેક વ્યક્તિ જાણે છે કે ભોજન પર સંયમ કેળવવા તેમણે કેટલા નિયમ બનાવ્યા છે? રસનેન્દ્રિયની સ્વચ્છંદતા પર તેમણે કેવાકડક પ્રહારો કર્યા છે? પરન્તુ તેનો અર્થ એ નથી થતો કે માનવી ખાવાનું જ છોડી દે. ખાવામાં સંયમ હોય, મર્યાદા હોય, સમયનો ખ્યાલ હોય, માત્રાનું ધ્યાન હોય, વસ્તુનું ધ્યાન હોય અને તેના પરિણામોનો ખ્યાલ હોય, એ જ પ્રમાણે બ્રહ્મચર્યના પ્રશ્ન પર પણ આપણે ખુલ્લા મનથી વિચાર કરવો જોઈએ.

## ચંદના! વીરના જીવનની નાયિકા!

ચંદનબાળા મહાવીરના સમગ્ર જીવનમાં એક અદ્ભુત નાયિકા બનીને ઉપસ્થિત થાય છે. તે દરેક સંયોગોમાં, પ્રતિક્ષણે મહાવીરનું જ મનન કરે છે. મહાવીર સિવાય દુનિયાનો બીજો કોઇ પુરુષ તેને પોતાની તરફ ખેંચી શકતો નથી.

ચંદનબાળાએ મહાવીરના ચરણે એકાંતમાં સમર્પણનો એવો સૂરીલો સૂર છોડયો કે ૭ મહિનાના ઉગ્ર તપસ્વી મહાવીર, ચંદનબાળાના કોમળ હાથોથી અડદના

દાણાનું દાન સ્વીકારવા તેના બારણે આવીને ઊભા રહી જાય છે!

ભલે આપણે આ પ્રસંગને આશ્ચર્ય અને ચમત્કારની ઘટના સાથે જોડી દઈ ને એમ કહીએ કે સારા ય વિશ્વમાં ચંદના સિવાય મહાવીરના 'અભિગ્રહ'ને પૂર્ણ કરનાર કોઈ ન હતું.

ભલે આપણે આ ઘટનાને નવલકથાની ઢબે ચંદનાને રાજાની પુત્રીની અને બેડીઓમાં કેદ બંદિનીની કથા કહીએ પરંતુ ચંદના અને મહાવીરના આકર્ષણની વાસ્તવિકતાને બદલી શકાશે નહિ.

મહાવીર ચંદનાના ઘરે આવી એક અભિસાર કરનાર નાયકની જેમ પાછાં પગલાં ભરે છે; પરંતુ ચંદનાનાં અનરાધાર આંસુ મહાવીરના માર્ગમાં આડા બની ઊભા રહી જાય છે. મહાવીર પણ ચંદનાના અસીમ સમર્પણને પામીને કૃતાર્થ બને છે. તેમના રોમરોમ હર્ષિત બને છે, અને તે ચંદનાના કોમળ હાથે અડદના વાસી દાણાના રૂપમાં પ્રણયના દાનને સ્વીકારી લે છે.

આ પરંપરા મહાવીર તીર્થંકર બની જાય છે ત્યાર બાદ પણ ચાલુ રહે છે. કેવળજ્ઞાન બાદ મહાવીર સંઘની સ્થાપના કરે છે. ત્યારે પણ તે ચંદનાને ભૂલતા નથી. તેને સાધ્વી સમાજની અગ્રણી બનાવે છે. ઇતિહાસકારો મહાવીરના જીવનને અત્યંત સંકુચિત વાડાઓ બાંધીને જુવે છે.

પરન્તુ બુદ્ધ અને આમ્રપાલીની જેમ મહાવીર અને ચંદનાનું જીવનસૂત્ર એકબીજાથી બંધાએલું હતું તે તદ્દન સ્પષ્ટ છે.

ઉપલબ્ધ આગમ ગ્રન્થોના આધાર પર મહાવીરના જીવનને સમજવું ને ત્યાં જ ઈતિશ્રી કરી દેવી તે મહાવીર પ્રત્યે ન્યાય કર્યો નહિ લેખાય. કારણ એ ગ્રન્થો તો અનંત સાગરના એક બિંદુ બરાબર છે.

મહાવીરે કેટલું કહ્યું, કેટલો ઉપદેશ આપ્યો, કેટલા નવા નવા સિદ્ધાન્ત બનાવ્યા એ તમામનો ૧૪ પૂર્વમાં પણ પૂરેપૂરો સમાવેશ નથી થતો ત્યારે મહાવીરના જીવનને થોડાક ગ્રંથના આધાર પર કેવી રીતે સમજી શકાય ?

આ રીતે ભગવાન મહાવીરના જીવનની એક વણસ્પર્શી પરંતુ અત્યંત મહત્વપૂર્ણ બાજુ છે. જેના પર ગંભીરતાથી વિચાર કરતાં એ સ્પષ્ટ થાય છે કે મહાવીરના હૈયે માત્ર નિષ્ઠુરતા અને કઠોરતા જ નહોતી ભરી, માત્ર શુષ્ક અને નિરસ કર્મકાંડ જ નહોતો ભર્યો એ હૈયામાં નાજુક ઊર્મિઓ પણ હતી. મધુર પ્રણય હતો, ઉમંગભરી કલ્પનાઓ હતી, જીવનનો આધાર આનંદ પણ ભરેલો હતો.

અગર જો આ બધી વાસ્તવિક અનુભૂતિઓ તેમના હૈયે ન હોત તો મહાવીર કેવી રીતે જીવી શકયા હોત ? જીવનની અને મનની સમસ્યાઓને કેવી રીતે સમજી

શકયા હોત ?. એના વિના તે કેવી રીતે ભોગ અને ત્યાગનું રહસ્ય પામી શકયા હોત ?"

મુંબઈથી બહાર પડતા જિનસંદેશના દિવાળી અંકમાં સતીશકુમારનો ઉપરોક્ત લેખ આવેલ છે. જિનસંદેશના સંપાદકે આ લેખ જો વાંચીને લીધો હોય તો તેમના માટે અત્યંત આશ્ચર્યજનક બાબત ગણાય.

શાસનપતિ, તીર્થંકર પરમાત્મા, મહાવીરદેવ માટે અને મહાસતીજી ચંદનબાળા વિષેના પ્રણયનો અહીં જે રીતે ગર્ભિતાર્થ રજૂ કરાયો છે તે રીત જોતાં આઘાત ઉત્પન્ન થાય છે.

હાય ! ખોડી બામણીનું ખેતર આ જિનશાસન !
યાદવાસ્થળીનો ભોગ બનેલો એનો ચતુર્વિધ સંઘ !
અઘોર નિષ્ક્રિયતાને પંથે પડેલો એનો કેટલોક શ્રમણ વર્ગ !

ભયાનક ભોગરસને આધીન બનેલો એનો કેટલોક શ્રમણોપાસક વર્ગ ?

આવો ગલીચ લેખ વાંચ્યા પછી પણ કોઈ મહાવીર ભક્તનું રૂંવાડું ય હાલશે કે કેમ એ પ્રશ્ન છે !

નિંદ હરામ થઈ જાય; અન્નનો કોળીઓ ડચૂરો બનીને ગળે અટકી જાય એટલી ભયંકર વાતો આ લેખમાં છે !

ક્યાં જીવતા હશે; શૂરા મહાવીર ભક્તો !

એક યુગ હતો, વીરના સિદ્ધાન્તની મશ્કરી કરનારા-- ઓની જીભ ખેંચી નાંખવાનો !

એક યુગ હતો; વીરના શ્રમણને લપડાક મારનારના. આંગળા કપાઈ જવાનો !

એક યુગ હતો; વીરની શ્રમણીના શીલની રક્ષા કાજે યુદ્ધની રણભેરીઓ બજી જવાનો ! અને નરાધમોને સખ્ત. નશ્યત કરવાનો !

આજે સાક્ષાત્ વીર-દેવાધિદેવ પરમાત્મા મહાવીર દેવને ચંદનબાલાજી સાથેના પ્રણયના પાપિષ્ઠ, બિભત્સ અને ગલીચ આક્ષેપ કરવાનો યુગ આવી ગયો અને તો. ય.... તો ય.... કોઈના પેટના પાણી ય હાલતાં નથી !. મડદાનાં રૂંવાડા તે શું ખડા થાય !

એ યુગ જીવતાઓનો હશે ! આ યુગ કદાચ મડદા-ઓનો હશે !

ઉપરનો લેખ વાંચો. જે મહાવીરદેવે સાફ સાફ શબ્દોમાં કામને ત્યાજ્ય જણાવ્યો છે એના જ માથે કામની ઉપા- દેયતા ઠોકી બેસાડી છે. આ લેખકને એ વાતનું બિલકુલ જ્ઞાન નથી કે આ પરમાત્માના આત્મા ઉપર યશોદા સાથે લગ્ન કરવાનું કેટલું જોરદાર દબાણ આવ્યું હતું ? અને છતાં પણ એમણે માતાજીને સ્પષ્ટ શબ્દોમાં કહ્યું હતું કે,

"ઓ માતાજી ! સ્ત્રીનો પરિગ્રહ સ્પષ્ટ રીતે ભવભ્રમણનું કારણ છે ! મને આ પાપમાં કયાં નાંખો છો ?"

લેખકને ખબર જ નથી કે મહાવીરદેવના મતે પ્રણય (કામ) સર્વથા અપવિત્ર છે. તીર્થંકરદેવ જેવા વિશ્વકલ્યાણકર તારક આત્માઓને જન્મ આપતી–એમના માતપિતાની –પ્રણયક્રિયાને તો પવિત્ર માનવામાં આવી નથી, પરન્તુ તીર્થંકરદેવના ગૃહસ્થકાળના કામ સેવનને માટે પણ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે કે રાગભાવ વિના પ્રણુય સંભવિત જ નથી; અને તે રાગભાવ કદી પણ પવિત્ર નથી.

લેખક સતીશકુમારે યશોદાના સમર્પણને જણાવીને મહાવીરનો પ્રેમ વ્યવહાર લેખની શરૂઆતમાં મૂકયા પછી મહાવીરદેવ પ્રત્યે ચંદનબાળાજીના સમર્પણની વાત મૂકી દીધી છે. એ બે સમર્પણ વચ્ચે કશો ય બાહ્ય–અભ્યંતર પ્રકારનો ભેદ પાડયા વિના એમણે એવું અત્યંત બિભત્સ ચિત્ર ઉપસાવ્યું છે કે જાણે યશોદા અને ચંદનબાળા–બે ય નો પ્રણુય–એક જ પ્રકારનો હતો. આ વાતની પુષ્ટિ આગળ જતાં મળે છે. લેખકે ચંદનબાળાજીને વીરના જીવનની 'નાયિકા' કહીને, મહાવીરદેવને અભિસાર કરનાર નાયક જેવા કહીને મહાવીર–ચંદનબાળાજીના પ્રણુયને સ્પષ્ટરૂપે 'સાંસારિક' સમજાવવાનો અતિ હલકટ કક્ષાનો ભાસ ઊભો કર્યો છે.

જે દેવાધિદેવ પરમાત્મા મહાવીરે બાળદીક્ષાને પણ જોરદાર રીતે આવશ્યક ગણેલ છે; જે પોતે માત્ર

વિચિત્ર કર્મના ઉદયે જ બાળવયમાં દીક્ષિત ન થઈ શકયા-નું જણાવાયેલું છે. એક વિશિષ્ટ પરિસ્થિતિમાં જ જેમને દીક્ષા અંગેનો અભિગ્રહ લેવાની ફરજ પડી હતી..... એ બધી વાત લેખકે અભરાઈએ મૂકી દઈને નરદમ જૂઠથી છલોછલ ભરેલા આ લેખદ્વારા વાંચકોને અવળા રસ્તે ચડાવી દેવાનો ખૂબ જ વ્યવસ્થિત રીતે પ્રયત્ન કર્યો છે.

'જિન સંદેશ' નામનું આ પાક્ષિક; એના સંપાદક અને એના ચાહકો સર્વને માથે આવા લેખોની સ્વીકૃતિ-દ્વારા કાળા કલંકની ટીલી લાગી જાય છે.

સહુથી વધુ મોટું કલંક તો આ યુગના વીર-ભક્તોને–અમને જ લાગે છે; જેઓ આટલી અધમકક્ષાના લેખોની સામે હાકોટો પાડવા માટે પણ હજી જાગ્યા જ નથી!!!

હે વીર! તારી આવી ક્રૂર અવહેલનાઓને પણ ચૂપચાપ બેસી રહીને અમારે જોવા-સાંભળવા અને વાંચવાનું જ અમારે લલાટે લખાએલું હોય તો, અફસોસ! અમારે એકરાર કરવો પડશે કે મર્દાનગી અમારી મરી પરવારી છે.

## [૧૦] ૧૪-૧૧-૭૧ ના દિવસે દિલ્હીમાં સાત દિવસ માટે તેરાપંથી સાધુ બનેલા મુનિના ઉદ્ગારો :—

આજ ચારોં સંપ્રદાયકે જૈન પ્રતિનિધિયોં દ્વારા શ્રમણ કલ્પ દીક્ષામેં દીક્ષિત અમરિકી યુવક શ્રીજેમ્સ જી. મોરગનકા સાર્વજનિક સભામેં અભિવાદન કિયા. સભાકી

અધ્યક્ષતા જૈન વિશ્વભારતીકે અધ્યક્ષ શ્રીમોહનલાલજી ખાંઠીયાને કી.

ઉસ અવસર પર શ્રી મોરગનને કહા :—

"મુઝે ઇસ સાધન કાલમેં અદ્‌ભુત ઔર અલૌકિક શાન્તિકા અનુભવ હો રહા હૈ, મુઝે લગતા હૈ, મેરે સામનેસે અન્ધાર દૂર હો રહા હૈ, ઔર પ્રકાશ મિલ રહા હૈ. ઇસ સાધનાકાલમેં મુઝે અધ્યયન, ચિંતન, મનન, ધ્યાન આદિકા ઇચ્છિત અવસર મીલ રહા હૈ, જો દૂસરે પ્રકારકે જીવનમેં સંભવ નહીં હૈ. મૈં ચાહતા હું, જૈન અધ્યાત્મકા વિશેષજ્ઞ બનું ઔર જીવનભર અમરિકામેં વ અન્યત્ર લોગોંકો બતાતા રહૂં."

તેરાપંથી મુનિશ્રી નગરાજજીએ આ દીક્ષા વખતે જે ભાષણ કર્યું હતું તેમાં તેમણે જણાવેલ કે "આવી સાત વગેરે દિવસો કે મહિનાઓની કામચલાઉ દીક્ષા આપવી એ આપણે ત્યાં અભિનવ પ્રયોગ છે. આ નુતન મુનિનું નામ 'શ્રમણકલ્પ પ્રિયદર્શી' રાખવામાં આવે છે."

સાધુ [સાધુત્વ] વિના તીર્થ ટકે નહિ એ શાસ્ત્ર-વચન આપણને માન્ય છે ખરું? કામચલાઉ દીક્ષાઓથી સાધુ સંસ્થા અને સાધુતા બે ય-મરવા પડશે એ વાત આપણને કબૂલ છે ખરી? જો હા....તો આવી કામચલાઉ દીક્ષાઓ સામે આપણે સક્રિય વિરોધ નોંધાવવો જ રહ્યો. "આ તો તેરાપંથી દીક્ષા છે તેથી બીજાને ક્ષુબ્ધ થવાની

.ી જરૂર ?" એમ ન પૂછશો. કેમકે ઉપરના નિવેદનમાં ચારે ય સંઘોના અનુયાયીઓની હાજરીમાં આ દીક્ષા થયાનું જણાવ્યું છે. આપણી એ ઘણી મોટી કમનશીબી છે કે ચારે ય સંઘોના ગૃહસ્થોએ રોજ–બરોજ પલટાતા જતા જમાનાવાદને અપનાવી લઈને શાસ્ત્રચુસ્ત રહેવાની વાત કરતાં મુનિસંઘ સાથેનો છેડો ફાડી નાંખ્યો છે. જ્યાં ને ત્યાં આ વર્ગ દોડી જાય છે. માન–સન્માન મળતાં જે તે વાતમાં મટકું મારતો રહે છે. ધીમે ધીમે આનો ચેપ પ્રસરતો જાય છે. મુનિસંઘોની આ વિષયની વધુ પડતી ઉપેક્ષા આ બાબતમાં ઘણે મોટે અંશે જવાબદાર છે. જવાબદાર સ્થાને ગણાતાં મુનિઓ આ આફતોને પડકાર-વાની પોતાની કાયરતાને ઢાંકવા માટે પોતાના ભક્તગણમાં જાત–જાતના સમાધાનો કરીને સંતોષ માણી લે છે, પરન્તુ આ પરિસ્થિતિ લાંબો સમય ચાલશે તો પ્રચંડ વેગથી જમાનવાદના સાગરના પાણી સર્વત્ર ફરી વળશે, સહુનો ભોગ લઈને જ જંપશે.

કેટલાક દિવસો કે કેટલાક મહિનાઓની દીક્ષા લેતાં દીક્ષિત પ્રત્યે ભાવ શી રીતે જાગશે ? આવતી કાલે દીક્ષા મૂકીને લગ્નાદિ કરવાની શકયતાતાળા મુનિને કોનું માથું નમશે ?

સાધુ સંસ્થાના વિરાટવૃક્ષના મૂળમાં કામચલાઉ-દીક્ષાઓ જીવલેણ કુઠારાઘાત છે. જો ખરેખર કોઈ વ્યક્તિને અમુક

સમયનું મુનિતુલ્ય જીવન જીવવું હોય તો તે માટે પૌષધવ્રત ક્યાં નથી? એ માટે આવી દીક્ષા તે હોતી હશે?

મને તો દહેશત છે કે આવા કહેવાતા ભાવી દીક્ષિત મુનિ જિમ મોરગીનો પરદેશોમાં ફરીને અનેક યુરોપીઅનોને ભારતમાં લઈ આવશે અને આવી જૈની દીક્ષા અપાવશે. એ પછી ભારતીય લોકોમાં ય આવી સગવડપંથી દીક્ષાઓ થવા લાગશે.

હવે આવી બાબતમાં કલમ ઉઠાવાય; વિરોધ કરાય ત્યારે લોકો તેને ઝગડા કહેવા માગતા હોય તો એવા ઝગડાખોર બનવામાં તો મહાગૌરવની લાગણી થાય તે તદન સ્વાભાવિક છે.

## [૧૧] જૈન સાપ્તાહિક : તા. ૪-૩-૭૨

## શ્રી પ્રતાપસિંહજીનું નિવેદન.

"ધર્મના બાહ્ય ક્રિયાકાંડો, ધર્મના નામે થતાં ઝગડાઓ, સાંપ્રદાયિક વૈમનસ્ય વગેરેને જોઇને યુવક વર્ગ ધર્મથી જ વિમુખ થવા લાગ્યો છે. ધાર્મિક કહેવાતી વ્યક્તિના વ્યાવહારિક જીવનમાં જયારે એ તિરસ્કાર, અદેખાઈ, ક્રોધ, મોહ, લોભ વગેરેના પ્રત્યક્ષ દાખલાઓ જૂએ છે તો સ્વાભાવિક રીતે જ એ પોતાના મનમાં વિચારે છે કે, જો ધર્મનું આ જ રૂપ હોય અને આ જ એનું ફળ હોય તો આવા ધર્મની મારે જરૂર નથી." તેથી મારો નમ્ર

અભિપ્રાય છે કે આપણે આપણી સામાજિક રૂઢિઓ, જૂના આગ્રહો અને અંધ વિશ્વાસોને બદલવા પડશે. મારી શ્રદ્ધા તો એવી છે કે આપણો યુવાન ધર્મથી વિમુખ નથી, ધર્મના નામે થતા ઝગડાઓ અને અંધ ક્રિયાકાંડોને કારણે વિમુખ થયો છે."

**સમક્ષીઃ**–'પુરી એક અંધેરી ને ગંડૂ રાજા'ની એક કવિતા યાદ આવી જાય છે. એમાં મૂર્ખ રાજાની દૃષ્ટિએ અપરાધી ઠરતાં એક ગુન્હેગારને ફાંસીની સજા ફટકારાય છે. પણ ગુન્હેગારનો દેહ ખૂબ પાતળો હોવાથી ફાંસીના મોટા ગાળામાં તેનું ગળું નાનું પડી જાય છે એથી મૂર્ખ રાજા ગામના કોઇજાડા માણસને ફાંસીએ ચડાવી દેવાનું ફરમાન કરે છે. અને એક ખૂબ જાડો સંન્યાસી અડફેટમાં આવી જાય છે.

જ્યાં ને ત્યાં જાડા માણસ જેવા ધર્મને ફાંસીએ ચડાવી દેવાની વાતો સાંભળવા મળે છે; વાંચવા મળે છે. ઉપરોક્ત ચિંતન રજૂ કરનાર બંધુ પણ આ મનોદશાથી મુક્ત રહી શક્યા નથી. પોતાના એ જ ચિંતનમાં સિનેમા, નક્ષલવાદ વગેરેને લક્ષમાં લઈ ને યુવકોનો તે તરફનો અભિગમ તેમણે વખોડયો છે પરંતુ એ બધા ય ના કારણ તરીકે તો તેમણે આપણી પ્રાચીન ધાર્મિક પરંપરાઓ વગેરેને જ જણાવી છે. ધાર્મિક અનુષ્ઠાનો પ્રત્યેનો આ કેટલો આઘાતજનક આક્ષેપ છે? ધર્મના

વિષયમાં કાંઈક બેહૂદું, સખ્ત બોલવું એ ઘણાં બંધુઓની ફેશન થઈ પડી છે. જમાનાવાદના ઘોડાપુરને કારણે ધર્મ તત્ત્વનું બળ ઓછું થયું છે માટે રસ્તે ચાલતાં માણસો પણ એને લપડાક મારતા હશે ને ? એની સામે આંગળી કરતા હશે ને ? એની ઠેકડીઓ ઉડાવતા હશે ને ? શાસન-પતિ તીર્થંકર પરમાત્મા મહાવીરદેવે જ પોતાના શ્રીમુખે ધાર્મિક અનુષ્ઠાનોના વ્યવહારમાર્ગને ઉપદેશ્યો છે માટે જ એની કલ્યાણકારિતાનો તો વિચાર કરો. જમાનાવાદના નામે એ કઠોર ત્યાગ–તપના અને ક્રિયાકાંડના અનુષ્ઠાનોને શુષ્ક કહી દેવાનું દુઃસાહસ કદી ન કરવું જોઇએ. જેના દ્વારા અગણિત આત્માઓ પોતાનું કલ્યાણ આરાધી ગયા છે એ જ આ અનુષ્ઠાનો છે. આપણને એક વાત શુષ્ક લાગે; એટલે જગતની સમક્ષ એને શુષ્ક કરી દેવાનું સાહસ કેમ કરી શકાય ?

વળી યુવાનો ધર્માભિમુખ નથી થતાં તેનું કારણ આજનો ભોગવાદ છે અને ત્યાગી સંસ્થાની એ તરફની અઘોર ઉપેક્ષા છે; નહિ કે કલ્યાણકારી અનુષ્ઠાનો ! યુવાનોને ધર્માભિમુખ બનાવવાની જે ગૃહસ્થની ઉમેદ હોય તે ગૃહસ્થોએ પોતાના જીવનમાંથી; પોતાના કુટુંબમાંથી, પોતાની લાગવગ જ્યાં જ્યાં પહોંચે ત્યાંથી; જમાનાવાદના જૂઠે ભડકાવેલી ભોગ–રસિકતાને અને તેના પોષક સાધનોને દેશવટો દેવો જોઇએ. ઊભી બજારે સો સો મીટરના અંતરે દારૂનાં પીઠાં ઊભા કરીને પ્રજા પાસે દારૂ–ત્યાગની તમે અપેક્ષા રાખો તે

અત્યંત વધુ પડતી કહેવાય. જો પ્રજાકીય જીવનમાંથી પાપો નાબૂદ કરવા હોય તો દારૂના પીઠાંને જ નાબૂદ કરવા જોઈએ. ગામમાં જ સિને–ટોકિઝ હોય તો રોજ એક સિનેમા પણ જોઈ શકાશે; પરન્તુ પંદર વીસ માઇલ છેટે જ સિને-ટોકીઝ હશે તો અઠવાડીએ એક સિનેમા જોવાનું પણ દુર્લભ બની જશે. એટલે સૌ પ્રથમ જે સામગ્રીથી ભોગવાસના ભડકી ઊઠી છે તે સામગ્રીને ખૂણેથી ખસેડવી પડશે. પેટનો મળ પ્રથમ કાઢવો પડે; પછી જ ઔષધિ અને દૂધનું અનુપાન કારગત નીવડે.

જો આ સ્થિતિ પામવાની વાત મગજમાં ન ઉતરતી હોય તો ધર્મના પંથે આગળ વધવાનું અત્યંત મુશ્કેલ છે.

બીજું કારણ છે; સંસ્કૃતિના રખેવાળોની આ વિષયની ઘણી મોટી ઉપેક્ષા. જો ધર્મસિદ્ધાંતોને ખૂબ સારી રીતે–આજની પદ્ધતિથી–સમજાવવામાં આવે તો યુવકવર્ગ તો એ સિદ્ધાન્તો પ્રત્યે આફ્રીન પુકારી દે તેમ છે. આ સ્વાનુ-ભવસિદ્ધ હકીકત છે. હજારોની સંખ્યામાં યુવાનોની સભા

વિષયમાં કાંઈક બેહૂદું, સખ્ત બોલવું એ ઘણાં બંધુઓની ફેશન થઈ પડી છે. જમાનાવાદના ઘોડાપુરને કારણે ધર્મ તત્ત્વનું બળ ઓછું થયું છે માટે રસ્તે ચાલતાં માણસો પણ એને લપડાક મારતા હશે ને ? એની સામે આંગળી કરતા હશે ને ? એની ઠેકડીઓ ઉડાવતા હશે ને ? શાસન-પતિ તીર્થંકર પરમાત્મા મહાવીરદેવે જ પોતાના શ્રીમુખે ધાર્મિક અનુષ્ઠાનોના વ્યવહારમાર્ગને ઉપદેશ્યો છે માટે જ એની કલ્યાણકારિતાનો તો વિચાર કરો. જમાનાવાદના નામે એ કઠોર ત્યાગ–તપના અને ક્રિયાકાંડના અનુષ્ઠાનોને શુષ્ક કહી દેવાનું દુઃસાહસ કદી ન કરવું જોઇએ. જેના દ્વારા અગણિત આત્માઓ પોતાનું કલ્યાણ આરાધી ગયા છે એ જ આ અનુષ્ઠાનો છે. આપણને એક વાત શુષ્ક લાગે; એટલે જગતની સમક્ષ એને શુષ્ક કરી દેવાનું સાહસ કેમ કરી શકાય ?

વળી યુવાનો ધર્માભિમુખ નથી થતાં તેનું કારણ આજનો ભોગવાદ છે અને ત્યાગી સંસ્થાની એ તરફની અઘોર ઉપેક્ષા છે; નહિ કે કલ્યાણકારી અનુષ્ઠાનો ! યુવાનોને ધર્માભિમુખ બનાવવાની જે ગૃહસ્થની ઉમેદ હોય તે ગૃહસ્થોએ પોતાના જીવનમાંથી; પોતાના કુટુંબમાંથી, પોતાની લાગવગ જયાં જયાં પહોંચે ત્યાંથી; જમાનાવાદના જૂઠે બહેકાવેલી ભોગ –રસિકતાને અને તેના પોષક સાધનોને દેશવટો દેવો જોઇએ. ઊભી બજારે સો-સો મીટરના અંતરે દારૂનાં પીઠાં ઊભા કરીને પ્રજા પાસે દારૂ–ત્યાગની તમે અપેક્ષા રાખો તે

અત્યંત વધુ પડતી કહેવાય. જો પ્રજાકીય જીવનમાંથી પાપો નાબૂદ કરવા હોય તો દારૂના પીઠાંને જ નાબૂદ કરવા જોઈએ. ગામમાં જ સિને–ટોકિઝ હોય તો રોજ એક સિનેમા પણ જોઈ શકાશે; પરન્તુ પંદર વીસ માઇલ છેટે જ સિને· ટોકીઝ હશે તો અઠવાડીએ એક સિનેમા જોવાનું પણ દુર્લભ બની જશે. એટલે સૌ પ્રથમ જે સામગ્રીથી ભોગવાસના ભડકી ઊઠી છે તે સામગ્રીને ખૂણેથી ખસેડવી પડશે. પેટનો મળ પ્રથમ કાઢવો પડે; પછી જ ઔષધિ અને દૂધનું અનુપાન કારગત નીવડે.

જો આ સ્થિતિ પામવાની વાત મગજમાં ન ઉતરતી હોય તો ધર્મના પંથે આગળ વધવાનું અત્યંત મુશ્કેલ છે.

બીજું કારણ છે; સંસ્કૃતિના રખેવાળોની આ વિષયની ઘણી મોટી ઉપેક્ષા. જો ધર્મસિદ્ધાંતોને ખૂબ સારી રીતે–આજની પદ્ધતિથી–સમજાવવામાં આવે તો યુવકવર્ગ તો એ સિદ્ધાન્તો પ્રત્યે આફ્રીન પુકારી દે તેમ છે. આ સ્વાનુ-ભવસિદ્ધ હકીકત છે. હજારોની સંખ્યામાં યુવાનોની સભા જોવા મળે એ આ જ યુગનું સત્ય છે. ધર્મસિદ્ધાંતોને ચુસ્ત રીતે વળગી રહેવાની અહાલેક પુકારતાં પ્રવચનોના એકધારા ધોધમાં એકધારું સ્નાન નવી પેઢી કરતી રહે એ વાત જરા ય નવાઈભરી નથી. જ્યાં ધર્મશાસ્ત્રની વફાદારીની પ્રતિજ્ઞાબદ્ધતામાં કડાકો પડયો હોય; જ્યાં જમાનાવાદથી મગજનું ડહોળાણ થયું હોય; જ્યા પ્રાચીન સત્યોમાંથી

આત્મવિશ્વાસ ઊઠી ગયો હોય, જ્યાં જીવનમાં શિથિલતા આવી ગઈ હોય ત્યાં અપેક્ષા કદી રાખી શકાય નહિ. કેમકે રખેવાળોનું આંતર કલેવર જ બાહ્ય અસરો ઉત્પન્ન કરવામાં ઘણો મોટો ભાગ ભજવતું હોય છે. જો ભોગ સામગ્રીઓને દૂર હડસેલવામાં આવે અને જો સંસ્કૃતિના રખેવાળો પૂરા આત્મવિશ્વાસ સાથે રખોપું કરવા લાગે તો યુવક વર્ગ તો આજે જ ધર્માભિમુખ બને તેમ છે. આટલું સમજાયા પછી યુવકોની ધર્મવિમુખતાના કારણ તરીકે કલ્યાણકારી ધર્માનુષ્ઠાનોને વગોવવાની ભૂલ કદી ન થવી જોઇએ.

## [૧૨] 'જિન સંદેશ' તા. ૧–૧૦–૭૨

## દેવદ્રવ્ય ગરીબોના લાભાર્થે ખરચાવવું જોઈએ.

દેવ અને દ્રવ્યનો સંબંધ....શો ? અને એ શબ્દનો ધર્મ શો હોઈ શકે ? જૈનોના દેવ તો અંતિમ ફકીરીધારી રહ્યા છે અને કોડી સરખી ય રાખતા નથી. એમની પાસે ધન અને સંપત્તિ હોવાની કલ્પના કરીને દ્રવ્યને દેવદ્રવ્ય કેમ કહી શકાય ?

શબ્દશાસ્ત્ર કે સિદ્ધાંતશાસ્ત્ર અનુસાર ભલે દેવદ્રવ્ય ન બનાવી શકાય પણ મનુષ્યો નામનાં પ્રાણીઓ ગમે તે કરી શકે છે એમ હું આ જગતમાં જોઈ રહ્યો છું. એ માનવો એક તરફ દેવને 'વીતરાગ' કહી શકે છે અને બીજી તરફ

એમના નામે દ્રવ્ય એકત્રિત કરવાની ચિંતા ય કરી શકે છે! એથી જ દેવદ્રવ્યના નામે મંદિરમાં લાખો ને કરોડોનો માલ ભર્યો પડયો રહે છે. એના સંચાલકો કહે છે કે 'ભગવાનનું" દ્રવ્ય હોઈ સમાજહિતાર્થે તે ન વાપરી શકાય.

"આપણે એ ભૂલી બેઠા છીએ કે જે વીતરાગદેવ પોતાને ખાતર બનાવેલું ભોજન પણ સ્પર્શતા નથી તે વીતરાગદેવ આવડી મોટી સંપત્તિનું શું કરે ? જે દ્રવ્ય જગતના લાભાર્થે અને ગરીબોના કલ્યાણાર્થે વપરાઈ શકે તે જ દેવ-દ્રવ્ય કહી શકાય. ભગવાન્ જો કયાં ય હોય તો તે મંદિરોમાં કે મહંતો પાસે તો નથી જ પણ એનું નિવાસસ્થાન ગરીબોનાં ઝુંપડાંમાં છે અને એથી જ આપણે દેવદ્રવ્ય એકત્રિત કરવું જ હોય તો તે ગરીબોના લાભાર્થે ખરચાવું જોઇએ."

**સમીક્ષાઃ**-દેવદ્રવ્ય વગેરે ખાતાઓની રકમનો ઉપયોગ કયાં કરવો ? તે અંગેની તમામ સમજણ દ્રવ્ય-સપ્તતિકા નામના ગ્રંથમાં આપવામાં આવી છે. જો આપણે શાસ્ત્ર નીતિથી જ ચાલવાનો આગ્રહ જારી રાખશું તો જ આપણા ધર્મમાં અને ધાર્મિક વ્યવહારોમાં શુદ્ધિ જળવાઇ રહેશે; અને વૃદ્ધિ થતી જશે. જો જમાનાવાદના પ્રવાહમાં તણાઈને મન ફાવે તેવા વિધાનો કરતા રહીશું તો દરેક માણસ પોતાની મનસ્વી રીતે ગમે તે વિધાન કરશે; ગમશે તે લખવા લાગશે; કરાવવા લાગશે; ઠરાવો કરાવશે....આમ

દરેક માણસ પોતાની બુદ્ધિ, અનુભવ અને વાતાવરણના અનુસાર જો જૂદી જૂદી વાત કરશે તો ધર્મક્ષેત્રમાં મોટી અવ્યવસ્થા ઊભી થશે. આવી સ્થિતિ આજની અપરિપક્વ-અશાસ્ત્રીય લોકશાહીમાં ઉઘાડા સ્વરૂપમાં જોવા મળે જ છે.

માટે આપણે તો શાસ્ત્રનીતિને જ વળગી રહેવું જોઈએ, જેથી જેના તેના જે તે મત ચાલી શકે જ નહિ; એથી અંધાધૂંધી મચે જ નહિ.

હવે મૂળ વાત ઉપર આવીએ. દેવદ્રવ્યની રકમ બીજા જ્ઞાનાદિના ધાર્મિકખાતામાં વાપરવાની પણ જો મનાઈ ફરમાવાઈ છે તો કહેવાતા સમાજકલ્યાણના કાર્યમાં તો એ રકમ વપરાય જ શી રીતે? જે રકમ શાસ્ત્રનીતિથી દેવદ્રવ્યમાં જ જવાને લાયક છે તે રકમ આપણે બધા ભેગા થઈને પણ બીજે લઇ જઇ શકતા નથી. કેમકે આ તો મૂળભૂત બંધારણીય બાબત છે. વળી યુક્તિથી પણ આ વાત બરોબર બેસી જાય તેવી છે. જો આ ચુસ્ત વ્યવસ્થા આપણે ત્યાં ન હોત તો આપણા દેરાસરો ક્યારના ખંડીએર બન્યા હોત! આજે પણ ભારતભરના જિનાલયોના જિર્ણોદ્ધાર માટે ક્રોડો રૂપીઆની જરૂર છે. તમારી પેઢીમાં દેવદ્રવ્યની રકમોનો વધારો હોય તો શા માટે તમે તે જિનાલયોના કાર્ય માટે તે રકમ ફાળવતા નથી? મને યાદ છે ત્યાં સુધી કસ્તૂરબા ફંડની રકમ દુષ્કાળના કાર્યમાં વાપરી નાંખવાનું સૂચન ગાંધીજી સમક્ષ રજૂ કરાયું હતું

ત્યારે તેમણે સ્પષ્ટ શબ્દમાં કહ્યું હતું કે, "દુષ્કાળના કાર્ય માટે આપણે બીજો જંગી ફાળો કરી લઈશું પરન્તુ આ ફંડની રકમ તેમાં આપી શકાય નહિ, કેમકે તેથી દાન આપનારાના આશયનો આપણા વડે દ્રોહ થાય છે." વળી આજની ગવર્નમેન્ટનું બંધારણ પણ એવું જ છે કે એક ખાતાની રકમ બીજા ખાતામાં તમે વાપરી શકતા નથી. જો તેમ કરો તો સજાને પાત્ર થાઓ.

ખરી વાત તો એ છે કે ધર્મસ્થાનો પ્રત્યે જ કેટલાક લોકોને ભયંકર નફરત છે. એથી જ, 'દુઃખે છે. પેટ અને કૂટે છે માથું' એના જેવી એમની સ્થિતિ થઇ છે.

ગરીબોની સેવાની વાતો કરનારા આવા અનેક માણસો મેં જોયા છે જેઓ ઘરમાં પોતાના વૃદ્ધ માતાપિતાની પણ સેવા કરતા નથી, પડોશીની મરણાંત ચીસોના કારણે ઊંઘ બગાડતા' જે લોકો એના 'શીઘ્ર–મૃત્યુ'ની માળા જપતાં હોય છે.

કાંડે ઝવેરાતના ઘડીઆળવાળા અને કોટ ઉપર ઝવેરાતના બટનવાળા લોકો પણ થોડા ય ઘસાયા વિના કે અત્યંત થોડાંક ઘસાઈ ને ગરીબોના દુઃખની વાતો કરવા નીકળ્યા છે.

પછી બીજી વાત એ છે કે મંદિરોના દ્રવ્યથી શું બધા ય ગરીબોનું કલ્યાણ થઈ જશે ખરું ? જો ના....તો જેમને હૈયે ખરેખર ગરીબોનું હિત વસ્યું છે એ લોકોએ

આવી નાદાનીઅત ભરેલી વાતો કરવાનું બંધ કરીને ગરીબીના મૂળ શોધી કાઢવાં જોઈએ અને તેને જ દૂર કરવા માટે સમગ્ર શક્તિ કામે લગાડી દેવી જોઈએ.

ભાતરમાં ક્યારે ય ન હતી તેવી કાળઝાળ ગરીબી, બેકારી અને મોંઘવારીના મૂળ શોધવાનો આ બુદ્ધિજીવી લોકોએ ક્યારે ય યત્ન કર્યો છે ખરો ?

એમને ક્યારે ય એ વાતનું ભાન થયું છે ખરું કે ઉદ્યોગો વગેરેની પાશ્ચિમાત્ય પદ્ધતિથી ભારતનો વિકાસ કરવાની ઘેલછાઓના કારણે જ ગરીબી વગેરે રોજબરોજ ફાલતા-ફુલતા જાય છે ?

એમને એ વાતનો ક્યારે ય ખ્યાલ આવ્યો છે ખરો કે ચાર પુરુષાર્થના પાયા ઉપર રચાએલી આપણી સંસ્કૃતિનો મૂળભૂત પાયો જ હચમચી ઊઠવાથી આ બધી સમસ્યાઓ જાગી પડી છે. ?

વસ્તુમાત્રના ઊંડાણુ સુધી કોઈને જવું નથી અને પછી સમસ્યાઓના તે વિષચક્રના અજંપાથી જેને જેના ઉપર ધિક્કાર આવે તે તેને જ બધી સમસ્યાનું કારણુ જણાવી દે.... ચડાવી દો પેલા જાડીઆને ફાંસી ઉપર....

આ દેશના બુદ્ધિજીવીની કંગાલીઅત તો જૂઓ કે અહીં અનાથાશ્રમો જ ઊભા કરવાની વાતો થયા કરે છે. ગર્ભપાત કરનારા નિષ્ણાત ડોકટરો જ તૈયાર કરાવાય છે; પણ બ્રહ્મચર્યના

પાઠ શીખવીને દુરાચારને જ ડામી દેવાની વાત તો કોઈ કરતું જ નથી !

આ એવો કંગાળ દેશ બન્યો છે; જેને હોસ્પીટલોમાં ક્રોડો રૂપીયાનું દાન કરવું છે અને તેના માનચાંદ લેવા છે પણ પ્રજા માંદી જ ન પડે તેવા આરોગ્યની ચિંતા તો કોઈના ય હૈયે જઈ વસી નથી.

ગરીબોના હિતની વાત કરનારાઓના પેટમાં ગરીબોના દુઃખ દુઃખતા નથી પરંતુ ધાર્મિક માર્ગે વપરાતી સંપત્તિ દુઃખે છે અને તેથી જ તેઓ આવી વાતો કરતાં હોય છે.

અને જો ખરેખર ગરીબોના દુઃખ જ તેમને દુઃખતા હોય તો આજથી જ તેના મૂળને ઊખેડી નાંખવા તરફ પ્રયત્ન કરવા લાગી જાય.

ભલા ! દુઃખોથી ય વધુ ખતરનાક તો પાપો છે; શ્રીમંતાઈના.... એના નિવારણ માટે જ મંદિરો છે. જો એના સંગે ય પેલા પાપો ઓછા થઈ જશે તો તેનો લાભ અંતે તો એ શ્રીમંતોના ઔદાર્ય વગેરે દ્વારા તે ગરીબોને જ મળવાનો છે. અને જો મંદિરો નષ્ટ થશે તો પાપવાસનાઓને છુટ્ટો દોર મળી જશે. એના સ્ટીમરોલરો નીચે તો કોણ જાણે કેટલા ય ગરીબો જીવતા કચડાઈ મરશે !

બંધુઓ ! જરા દૂરદર્શી બનો.......આમ ફાવે તેમ આડેધડ ઝીંકે ન રાખો.

નહિ તો અબજો રૂપીઆનું ભંડોળ પણ ગરીબીને તો હટાવશે નહિ અને ઉપરથી મંદિરો ધારાશાયી થશે તો આ જગતમાં પ્રલયો વહેલા થશે.

## [૧૩] પ્રો. રજનીશના હિન્દી પુસ્તકમાંથી

### શ્રદ્ધાકા મહારોગ :

ઇસ બીમાર સભ્યતા કે મૂલમેં વે વિશ્વાસી લોગ હૈં જિન્હોંને સદા આંખ બન્દ કરકે શ્રદ્ધા કી હૈ. ઔર સ્વયં કે વિવેક કો પ્રસુપ્ત રખા હૈ. સ્વયં કે પ્રતિ ઇસસે બડા કોઈ અપરાધ નહી હૈ ક્યોંકિ શેષ સબ અપરાધ ઈસી અંધેપન સે પૈદા હોતે હૈં. ઔર મનુષ્ય કી પંગુ સ્થિતિ ઉસકે વિવેક કે લંગડેપનસે હી ઉત્પન્ન હુઈ હૈં. ઔર હમ આજ ભી વિશ્વાસ કિએ જા રહે હૈ. કોઈ મંદિર મે, કોઇ મસ્જિદ મેં, કોઈ ચર્ચ મેં, કોઈ ઇસ કિતાબ મેં, કોઇ ઇસ મસીહા મેં, સારી દુનિયા વિશ્વાસ કરતી હૈ. લેકિન વિશ્વાસ કે બાવજુદ યહ પરિણામ હૈ. લેકિન વિશ્વાસ કા જહર પિલાનેવાલે ઔર ઉસકે આધાર પર હી શોષણ કરનેવાલે કહેંગે કિ વિશ્વાસ કમ હૈ. ઈસ લિએ યહ પરિણામ હૈ. વિશ્વાસ સે પૈદા હુએ અંધેપન કો ભી વે વિશ્વાસ કી કમી કે કારણ બતલાતે હૈ. ઉનકા બતલાના નહિ, કિન્તુ હમારા ઉસે માના લેના તો એક અવિશ્વસનીય ચમત્કાર

હી હૈ. મૈં કહતા હું કિ પરમાત્મા કરે કિ વિશ્વાસ બિલકુલ શૂન્ય હો જાવે.

"જીવન મેં ચારોં ઔર ચૌબીસ ઘંટે આગ લગી હુઇ હૈ. હમ ચૌબીસ ઘંટે જીવન કી આગ મેં ખડે હુએ હૈ. વહાં અપની હી આંખ કામ આ સકતી હૈ. કિસી ઔર કી નહીં. ન મહાવીર કી, ન કૃષ્ણકી, ન બુદ્ધકી, ન રામકી.... લેકિન તથા કથિત ધાર્મિક લોગ, ધર્મકે વ્યવસાયી, ધર્મ કે નામ પર શોષણ કરનેવાલે, લોગ, યહ સમજાતે હૈ કિ વિશ્વાસ કરો, વિવેક કી કયા જરુરત હૈ ! તુમ્હેં વિચાર કી કયા જરુરત હૈ ? ××× વિશ્વાસ તો આત્મહત્યા હૈ, ઇસ લિયે મૈં નહીં કહતા કિ કિસી બાત પર વિશ્વાસ કરો. મૈં કહતા હૂં, વિશ્વાસ સે અપને કો મુક્ત કર લો.××× વિશ્વાસ બાંધતે હૈ, પરતન્ત્ર કરતે હૈ, શ્રદ્ધાયેં બાંધતી હૈ, પરતન્ત્ર કરતી હૈ. શાસ્ત્ર ઔર સિદ્ધાન્ત બાંધતે હૈ ઔર પરતન્ત્ર કરતે હૈ×××જિન આદમી કા કોઈ ભી વિશ્વાસ હૈ, જિસકી કોઇ શ્રદ્ધા હૈ વહ આદમી કભી વિચાર નહીં કર સકતા હૈ. કયોં કિ હંમેશા વહ અપને વિશ્વાસ કે બિમ્બ સે હી દેખના શુરુ કરતા હૈ. વહ જો ભી વિચાર કરેગા વહ પક્ષપાતપૂર્ણ હોગા, વહ જો ભી વિચાર કરેગા ઉસકી પૂર્ણ ધારણા મેં આબદ્ધ હોગા, વહ જો ભી વિચાર કરેગા વહ હંમેશા ઉધાર ઔર જુઠા હોગા."

**સમીક્ષા:**–પ્રોફેસર રજનીશના પુસ્તકોનું વિસ્તૃત વાંચન કરતાં, ચિત્તમાં એક છાપ ખૂબ જ સ્પષ્ટ રીતે ઉપસી આવી છે.

કે તે અત્યંત કુતર્કપ્રવીણ છે. કોઇ પણ વાતને પોતાની રીતે તર્કો અને દૃષ્ટાન્તોથી સાબિત કરી આપવાની કળા તેણે હસ્તગત કરી લીધી છે. આથી જ ભારતીય પ્રજાના ભોળા માનસને પોતાના રાહે દોરવી જવામાં તેમને ઠીક ઠીક સફળતા (કામચલાઉ!) પ્રાપ્ત થઈ છે. તેમની કુતર્કનિષ્ણાતતાનું એક દૃષ્ટાન્ત આપું.

ઇસુ ખ્રિસ્તે કહ્યું છે કે, "કોઈ તમને તમાચો મારે તો તું તેને તારો બીજો ગાલ ધરજે." આ વિશ્વવિખ્યાત વિધાનને પ્રો. રજનીશે બેઢંગી રીતે વખોડી નાંખ્યું છે. પોતાની વાતને સિદ્ધ કરવા માટે તેમણે જોરદાર કુતર્ક રજૂ કરતા જણાવ્યું છે કે, "જો આ રીતે બીજો ગાલ ધરવામાં આવે તો તમાચો મારનાર વ્યક્તિ ભોંઠી જ પડી જાય. આમ ગાલ ધરી દેનાર વ્યક્તિ તમાચો મારનાર સામી વ્યક્તિનું અપમાન કરનારી બની જાય છે; કેમકે આમ કરીને તેણે પોતાની મોટાઈ બતાડી; અને તમાચો મારનાર માણસની હલકાઈ ઉઘાડી પાડી. આનાં કરતાં તે તમાચાનો જવાબ તમાચાથી જ આપી દેવો જોઇએ. તેથી સામી વ્યક્તિને ઉતારી પાડયા જેવું ન બને."

આવા છે કુતર્કનિષ્ણાત, પ્રો. રજનીશ. આનો અર્થ તો એ જ થયો ને કે 'ક્રોધની સામે ક્ષમા' ના આર્ષ–સિદ્ધાન્તો બધા ય જૂઠ છે ? દુરાચારીની દુનિયામાં સદાચારી તરીકે જીવન જીવવાથી દુરાચારીને ઉઘાડો પાડવાનું પાપ

થાય છે માટે તે પાપ ન કરવા માટે બધાએ દુરાચારી જ બનવું !

ખેર, હવે મૂળ વાત ઉપર આવીએ. 'વિશ્વાસ' ના અણમોલ અધ્યાત્મને ઉખેડીને ફેંકી દેવાનું; એને ઝેર કહેવાનું; ઉપરોક્ત વિધાનમાં પ્રો. રજનીશે જે જણાવ્યું છે એ બધું ય ખાસ કરીને જૈન-દર્શનમાં પ્રસિદ્ધ એવા 'સમ્યગ્દર્શન' ના વિશ્વાસને નજરમાં રાખીને કહેવાયું છે. પ્રો. રજનીશ પ્રાચીન બધું ય ખતરનાક માને છે. શાસ્ત્રો અને સાધુઓને ધતીંગ માને છે. આથી જ તેમણે પ્રાચીનતાની સામે જેહાદ પોકારી છે.

'વિશ્વાસ' વિના આ સંસારે કોના નાવ ચાલ્યા છે? ડોક્ટર ઉપર દરદીને કેવો વિશ્વાસ હોય છે? હજામ ઉપર દાઢી કરાવનારને કેવો વિશ્વાસ હોય છે? ટ્રેઇન કે પ્લેઇનની મુસાફરી કરનારાઓમાં કેવો અડોલ વિશ્વાસ હોય છે? કોર્ટમાં કેસ લડતાં અસીલને પોતાના વકીલ ઉપર કેટલો વિશ્વાસ હોય છે?

જો આ લોકો વિશ્વાસ દૂર કરી દે તો જીવી શકે ખરા? એમનો જીવનવ્યવહાર ચાલે ખરો ?

રે ! પ્રો. રાજનીશના કહેવાતા સંન્યાસીઓ એમની ઉપરના કેવા વિશ્વાસથી ભગવા પહેરતા હશે? માળા ધારણ કરતા હશે? અને માત્ર પ્રો. રજનીશનો ફોટો ગળે ટીંગાડતા હશે?

આમ છતાં ધર્મશાસ્ત્રના વિશ્વાસને 'ઝેર' કહેવાનું કેવું દુઃસાહસ તેઓ કરે છે!

જીવનના જે ક્ષેત્રમાં આપણો પ્રવેશ નથી થઈ શકયો; જે ક્ષેત્રમાં આપણું જ્ઞાન ખૂબ જ મર્યાદિત છે તે ક્ષેત્રમાં 'વિશ્વાસ' વિના પ્રવેશ તદ્દન અસંભવિત છે પ્રો. રજનીશ આ બધું ય જાણે છે પણ તે તો આર્યસંસ્કૃતિના બહાર-વટે ચડયા છે માટે જ તેમની તમામ શક્તિ, સંસ્કૃતિ ઉપર હીચકારા હુમલાઓ કરવામાં જ તેમણે લગાડી દીધી છે.

ભોગરસિક દુનિયાને તપ–ત્યાગનો કઠોર ધર્મ પરવડતો નથી. તપ–ત્યાગ વિનાની વાતો કરનારા આવા ચિંતકો (!) જો ભોગરસિકોને જડી જાય તો તેને 'ભગવાન્' ની જેમ પૂજવામાં તેઓ પાછી પાની ન કરે તેમાં કશી નવાઈ લાગતી નથી.

આ તે જ પ્રોફેસર રજનીશ છે જેણે તીર્થંકરોમાંથી નગ્નતાની પ્રેરણા મેળવ્યાનું ભયંકર ગપ્પ જગતમાં હાંકયું છે.

આ તે જ પ્રોફેસર રજનીશ છે જેણે અમેરિકાની જેમ પત્નીઓની કામચલાઉ બદલી [સંદેશ તા–૧૮–૪–૭૪] કરવાની હિમાયત કરીને સ્ત્રીજાતિના સમગ્ર જીવનને જોખ-મમાં મૂકવાનું અકાર્ય કર્યું છે.

આ તે જ પ્રોફેસર રજનીશ છે જેમને આખુની

શિબિરમાં રાજસ્થાન સરકારના સખ્ત નિયંત્રણના કારણે કોઈ નગ્ન થઈ ન શકવા બદલ અત્યંત દુઃખ થયું છે.

આ તો કાળની જ બલિહારી ગણવી ને કે આવા લોકોની પણ પૂજા કરનારા માણસોનો જગતમાં તોટો નથી.

અને એને પણ કાળની જ બલિહારી ગણવી કે સમ્યગ્દર્શન ઉપર આટલો અસહ્ય કુઠારાઘાત થવા છતાં સમ્યગ્દષ્ટિઓનાં (!) દિલમાં ય અરેકારો ઉત્પન્ન થતો નથી! સહુ મોં વકાસીને; અનાથતાની સ્થિતિએ બનતા જતા અનાથોને અસહ્ય દશામાં જોઈ રહ્યા છે!

આવા વિધાનો વાંચ્યા પછી જેનું પેટનું પાણી પણ હાલતું ન હોય; લોહીનું એકાદ ટીપું પણ ઉકળી જતું ન હોય; ન ખાતા ખાતા એકાદ કોળીઓ પણ ડચૂરો બનીને ગળે અટકી જતો ન હોય એને તો હું "જૈન" કહેવા પણ તૈયાર નથી.

એ જન્મનો જૈન ભલે હોય! પણ એવા જનો તો આ ધરતીએ હોય તોય શું! ન હોય તો ય શું! બધુ સમાન જ છે ને!

## [૧૪] "ગુજરાત સમાચાર" તા. ૮-૧૦-૭૦

"ધનાલીના સાધના શિબીરથી રજનીશજીએ નવી પ્રણાલિકા પણ શરૂ કરી છે, વીસ શિબીરાર્થીઓએ તેમના આશીર્વાદ લઈને ભગવાવસ્ત્રો ધારણ કર્યાં છે અને ગળામાં

માળા પહેરી લીધી છે. આચાર્યજીએ જણાવ્યું કે થોડા સમય માટે પણ સંન્યસ્ત લઈ શકાય, જેવી રીતે સંસારનો ત્યાગ કર્યો તેવી રીતે સંન્યસ્તનો પણ ત્યાગ કરી શકાય. ભગવા વસ્ત્રો અને માળા ધારણ કર્યા પછી પણ તે સંન્યાસીઓ પોતાના તમામ સાંસારિક કાર્યો ચાલુ રાખી શકે છે. સંન્યાસ લેનારાઓમાં ગુજરાતીઓ, જૈનો, કચ્છી, પંજાબીઓ, સિંધીઓ ઉપરાંત અમેરિકન અને જાપાનીઝ પણ છે."

**સમીક્ષાઃ**-જેના પાયા ખૂબ ઉંડા ગયા છે એવી તોતીંગ ઈમારત તોડી પાડવા માટે, એની ઉપર સીધું આક્રમણ ભયંકર વિરોધને નોતરું દે. એના પાયા ઉપર સીધા જ ઘણનાં ઘા મારવાનું કામ પણ એટલું જ મુશ્કેલ છે. આવી ઈમારતને ઢીલી પાડી દેવા માટે પ્રથમ તો એના પાયાને જ ઢીલા પાડવા જોઈએ. તે માટે એક અનોખો નુસખો શોધાયો છે.

એ ઈમારતને જરા ય અડયા વિના એની બાજુમાં બીજી રાક્ષસી ઇમારત ઊભી કરવામાં આવે. એ માટે જમીનમાં ખૂબ ઊંડે સુધી પાયા ખોદાય; બસ....તમારી નવી ઈમારતના પાયાનું ખોદકામ જ સઘળી ધરતીને એવી ધણધણાવે કે બાજુની મજબૂત ઇમારત પાયામાંથી જ હાલવા લાગે.

કહે છે કે પ્રોફેસર રજનીશજીને ભગવો રંગ ખૂબ ગમી ગયો છે. એની રક્ષા કાજે જ (!) એમણે ભગવા વસ્ત્રધારી

આધુનિક પદ્ધતિના સંન્યાસ્રીઓ બનાવવાનો કાર્યક્રમ ઘડી નાંખ્યો છે.

આનું પરિણામ? પ્રાચીન સંન્યાસ સંસ્થાનો પૂર્ણ નાશ! અને તદ્દન અદ્યતનઢબના–બધી છૂટછાટોને ભોગવવાનો અધિકાર ધરાવતા નવા સંન્યાસીઓની નકલી સંસ્થાને તો એક લપડાક મારીને કોઇ ખતમ કરી દેશે! રે! એ સંસ્થા જીવતી રહેશે તો ય મૂળભૂત સંસ્કૃતિને મારવાનું જ કામ કરતી રહેશે.

ભગવા વસ્ત્રની સાથે યમનિયમાદિના પાલનનો જો નિયમ ન હોય તો એ વ્યક્તિથી ભગવા પહેરી શકાય ખરા! એક પેઢીનો માર્કો લઈને ધંધો કરનાર બીજી પેઢીનો શેઠ શું કોર્ટના બારણે ઢસડી જવા લાયક નથી બનતો?

કોણ જાણે શું થયું છે, ભારતીયસંસ્કૃતિના રખો-પાઓને! કેમ કશો પડકાર જ ફેંકતા નથી? કેમ એમનું રૂંવાડું ય હાલતું નથી? શું આટલી ભયંકર બાબતો નગણ્ય લાગે છે?

અફસોસ.

અરે! એમનો તો એક જ સંગઠિત હાકોટો બસ છે! એકલા વનકેસરીની સામે હજારો ગાડરના ટોળાં પણ 'બિચારા' જ ગણાય ને!

## [૮] " જૈન જગત્" માર્ચ ૧૯૬૧ પે. ૨૪

## 'ભગવાન મહાવીરકી અન્તર્વ્યથા,—ગદ્ય—

લેખક : ભ્રમરકુમાર

" મૈં સચ કહ રહા હૂં, તુમ મુઝે ભૂલ રહે હો ।
–તુમને મુઝે ઇન્સાન નહીં, કિન્તુ ભગવાન સમઝા ॥
શાસ્રો, વેદોં, ત્રિપીટકો, આગમોં કે આધાર પર ।
કિન્તુ મૈં તુમ જૈસા હી, ઈન્સાન થા ॥
બિલકુલ તુમ જૈસા હી, હાથ–પાંવ વાલા ।
તુમ્હારી હર કરજોરિયાં મુઝમેં થી ।
તુમ્હારી હર મજબૂરિયાં મુઝમેં થી ॥

× × ×

કિન્તુ મૈં સચ કહતા હૂં તુમ્હેં, કેવલ મૈં ઇન્સાન થા ।
ઈન્સાન બનકર હી ઇસ ધરતી પર આયા થા ॥
જૈસે કિ તુમ–હાડ માંસ કા બના હૂઆ ।
કમજોરિયોં સે ઘિરા હુઆ ।
કમજોરિયોં મેં પલા હૂઆ ।
મુઝે ઈન્સાન હી રહને દો " આદિ.

દેવાધિદેવ પરમાત્મા મહાવીરદેવને સામાન્યકક્ષાના માનવ–આગળ વધીને મહામાનવ–તરીકે વિશ્વમાં જાહેર કરવાની વૃત્તિનો ખતરનાક ચેપ કહેવાતા બુદ્ધિજીવી જૈનો.માં

પણ વ્યાપકપણે ફેલાયો છે. આજ સુધી પંડિત સુખલાલે જ આ અંગે જોરદાર યત્નો કર્યા છે અને પરમાત્માના લોકોત્તર અતિશયોને કાલ્પનિક કહીને એ અતિશયો વિનાના મહાવીર એણે કહ્યા છે. આથી જ અતિશયો વિનાના મોહનદાસ ગાંધી વગેરેની કક્ષા સુધી મહાવીરદેવને પણ લાવી શકાય.

પણ હવે આ ચેપ ચોફેર પ્રસરવાથી આવા કેટલાય ભ્રમરકુમારો ફૂટી નીકળ્યા છે.

## [૯] કુમાર માસિક

[ વર્ષ ૪૮, ૩ અંક : ૭, પેઇજ ૨૬૯]

અહીં ચતુર્મુખ પ્રતિમાનું ચિત્ર આપ્યું છે. એ પ્લાસ્ટરના પ્રણેતા રાજ્યરત્ન પ્રતાપરાય ગિ. મહેતા છે. એણે આ ચૌમુખજીના પ્લાસ્ટરમાં બુદ્ધ, ઈસુ, મહાવીરદેવ અને ગાંધીજીને ગોઠવ્યા છે. ક્રમશઃ દરેકને અશોકચક્ર, ક્રોસ, સિંહ અને રેંટીઆનું લાંછન (!) પણ તેણે આપ્યું છે. ચિત્રની નીચે તેણે જણાવ્યું છે કે, "જગતના આ ચાર મહામાનવો છે."

**સમીક્ષા :** અફસોસની વાત તો એ છે કે કહેવાતા જૈનો પણ પરમાત્મા મહાવીરદેવની મહામાનવ; સમાજ–સુધારક, તત્ત્વચિંતક તરીકે વિશ્વમાં પ્રસિદ્ધિ થતી હોય તો તેમાં જૈનો દિલગીરી અનુભવવાને બદલે રાજીપો અનુભવે છે !

ઉપર ભ્રમરકુમારનું ગદ્ય જે જૈન જગત્ માસિકમાં આવ્યું છે. તેના સંપાદક શ્રી ઋષભદાસ રાંકાને પ્રગટ કરવા રૂપે અનુમોદન કર્યું છે. તે રાંકાને જીવનભરની સેવાઓ (!)

બદલ એપ્રીલ' ૭૪ માં યોજાએલા સમારંભમાં કહેવાતા જૈનો તરફથી એક લાખ રૂપીઆની પર્સ ભેટ આપવામાં આવી છે !

તદ્દન અશાસ્ત્રીય, જમાનાવાદી વિચારો ધરાવતી વ્યક્તિને અનુમોદન ! એક લાખ રૂ. ની પર્સ ! તે ય જૈનસંઘની અગ્રણી વ્યક્તિ દ્વારા ! છે ને; આ પણ આ જમાનાની જ બલિહારી !

## આ તે વીરશાસનનો નિર્વાણ મહોત્સવ નથી શું ?

[૮]

આ અવસર્પિણી કાળના અંતિમ શાસનપતિ, ત્રિલોક-ગુરુ, તીર્થંકર પરમાત્મા મહાવીરદેવે જે વિશ્વકલ્યાણકર શાસનની સ્થાપના કરી તેને હવે ૨૫૩૦ વર્ષ પૂરા થશે; અને ત્યારે એ શાસનપતિ પરમાત્માના નિર્વાણને ૨૫૦૦ વર્ષ થશે. એ વખતે ભસ્મગ્રહની પૂરી અસરમાંથી શ્રી જિનશાસન મુક્ત થશે. અને એના અભ્યુદય કાળને જોવાનો ધન્યાતિધન્ય અવસર એ કાળમાં જીવિત રહેનારા આત્માઓ પામશે. પણ એ ખબર નથી કે એ અભ્યુદયકાળને જોવા માટે કેટલા વર્ષનું જીવન આવશ્યક છે ? ચાર વર્ષનું ? ચૌદ વર્ષનું ? ચાલીસ-પચાસ વર્ષનું ? કે એથી પણ અધિક વર્ષોનું ? કેમકે એવો સ્પષ્ટ ઉલ્લેખ તો મળતો નથી કે ૨૫૦૦ વર્ષ પૂરાં થયા બાદ-તરત જ અથવા અમુક વર્ષે અભ્યુદયકાળનો ઉદય થશે !

ખેર. ભવિતવ્યતાનું જેવું નિર્માણ થયું હશે, તેમજ બનશે. પરંતુ વર્તમાન ઉપર જો નજર દોડાવવામાં આવે તો અભ્યુદયકાળની એ અગમવાણી ઉપર પણ અશ્રદ્ધા બેઠી જાય; અને કદાચ ઉંછાછળાભાવે એમ જ કહેવાનું દુઃસાહસ થઈ જાય કે શ્રી જિનશાસનની ઘોર જ ખોદાતી દેખાય છે ત્યાં અભ્યુદયકાળની વાત જ અત્યંત ક્રૂર મશ્કરી રૂપ લાગે છે; પણ પૂર્ણ વિશ્વાસ છે એ અગમવાણી ઉપર; એના પ્રકાશક પરમાત્મા ઉપર....એથી જ એવું કોઈ કહે તો બેધડક ઉત્તર દેવા તૈયાર છું કે, "નહિ....એક જ બાજુનું ગણિત કરીને અભિપ્રાયના આવા ભુલાવામાં પડો મા ! પૂર્ણ ગણિત કરો....જુઓ; ભયાનક વેગથી ધસમસતા આવી રહ્યા છે સસંહારો ! જૂઓ, આ બાજુ અસહ્ય અકળામણથી જોરથી કંપી રહી છે. ધરતી; જૂઓ ત્યાં....લાવા પર્વતો ચીરફી ગયાં છે; જૂઓ ભયાનક કાપાકાપીનો નરસંહાર પેલી તરફ ચાલી રહ્યો છે."

વિજ્ઞાન પોતે જ; પોતાના જન્મદાતાઓને કરોડોની સંખ્યામાં ગાયબ કરી રહ્યું છે !

અને બીજી તરફ નજર કરો. રત્નકુક્ષી માતાઓને ત્યાં જન્મ પામતાં બાળકોની સાથે બાળરૂપ લઈ ને મિત્રદેવો રમી રહ્યા છે. યૌવનના ઉંબરે પગ મૂકતાં પહેલાં જ દીક્ષિત બની જતા એ મુનિવરોના મસ્તકની ચોમેર સમ્યગ્‌-દષ્ટિ, શાસનરક્ષક દેવાત્માઓએ પ્રકાશવર્તુળ મૂકયા છે, જયનાદ બોલાઈ રહ્યો છે એ યુગપ્રધાન સૂરિભગવંતોનો !

જયકાર મચી રહ્યો છે શ્રી જિનશાસનનો ! અને એના અભ્યુદયના પગલે પગલે આર્યદેશના તમામ ધર્મોનો !

પશ્ચિમની ગોરી પ્રજાનું ગણિત ખૂબ જ ઊંડું છે; લાંબા ગાળાનું છે; પરન્તુ પોતાના સિવાયની સઘળી પ્રજાઓની કત્લેઆમ કરતી એમની ક્રૂરતા એ કાંઈ જેવી તેવી ઉગ્રતા ધરાવતી નથી. એ ઉગ્ર-પાપ એમને જ ખાઈ ને જંપશે-અને પછી તરત જ ગામડાઓનાં હિન્દુસ્તાનમાં શ્રીજિન-શાસનનો સૂર્ય પુનઃ ઉદય પામશે; ઉદય પામીને જ રહેશે.

આ નિશ્ચિત ભાવી છે; પરન્તુ અત્યારે ભાવીના ભરોસે બેસાય નહિ એટલી હદ સુધીની ભયાનક પરિસ્થિતિનું સર્જન થઈ ચૂક્યું છે. ટૂંકમાં જ બધી વાતનો સાર કહી દેવો હોય તો એમ કહી શકાય કે શ્રીજિનશાસનનાં કટોકટી જાહેર કરી દેવાનો સમય ક્યારનો પાકી ગયો છે, ગેરીલા પદ્ધતિનું ખૂનખાર યુદ્ધ ક્યારનું શરૂ થઇ ગયું છે, સેંકડો અમીચંદો ઊગી નીકળ્યા છે.

શાસનપતિ પરમાત્મા મહાવીરદેવના નિર્વાણ સમય-ના ૨૫૦૦ વર્ષની તક હાથમાં લઇને, "મહાવીર અમારા છે; મહાવીર સહુના છે." એવા નારાઓ નીચે હજારો અજૈનો- યુરોપીઅનો જૈન બની જવા માંગે છે; કેટલાક જૈન સાધુ પણ થવા માંગે છે. થોડા જ વર્ષ પહેલાં તેરાપંથી મુનિ નગરાજજીએ દિલ્હીમાં જાહેર સમારંભ યોજીને 'જિમ મોરગીન' નામના, વીસ વર્ષના એક અમેરિકન

વિદ્યાર્થીને–માત્ર સાત દિવસ પાળવાની–દીક્ષા આપી. આ નૂતન–કામચલાઉ અમેરિકન જૈન સાધુએ એ સમારંભમાં એવું જાહેર કર્યાનું સાંભળવા મળ્યું છે કે. "૨૫ મી શતાબ્દીની ઉજવણી વખતે હું યુરોપના દેશોમાંથી ૨૫૦૦ માણસોને અહીં લાવીને આવી દીક્ષા અપાવવા માગું છું અમારે સમગ્ર વિશ્વમાં ફરવું છે અને જૈનધર્મનો ફેલાવો કરવો છે."

રખે કોઈ એવું સમજી લેતા કે, આ જિનશાસનને મહાન અભ્યુદય થઈ ગયો છે; અરે....આ તો જાજુસોને મૈત્રીના દાવે આપણા ઘરમાં પ્રવેશ થઇ રહ્યો છે, અમે કિલ્લે ગાબડું પડી રહ્યું છે. અહીં અભ્યુદય નથી; અહીં તો શાસનપ્રેમીઓને મરણીઆ બનીને કેસરિયા કરવા મૂક આહ્વાન પડેલું છે.

મર્દ હોય તે ઊભા થઈ જાય ! હવે જે નિષ્ક્રિ બનીને બેસી રહે; એક બીજાની જૂગો જૂની લડાઇમાં રચ્યા પચ્યા રહે, ભાંડણનીતિને વળગી રહે તે યોગ્ય નથ

આ સ્પષ્ટ રણહાક છે ! નહીં જાગીએ તો મરી તો ખરા; પણ શ્રીજિનશાસનની હત્યા કરવામાં ભાગીદા નોંધાવવાનું અઘોર પાપ લલાટે લગાડીને મરશું.

૨૫મી શતાબ્દીની ઉજવણી એ જો ખરેખર દેવાધિ દેવ પ્રત્યેના બહુમાનથી અને રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્ર

ધોરણે ઉજવાનારી હોત તો એ ઉજવણીના રૂપ અને રંગ સાવ નોખાં અને તદ્દન અનોખાં જ હોત. એ દિવસે હિન્દુસ્તાનભરનાં કતલખાનાઓ ઉપર કાયમનાં તાળાં લાગ્યાં હોત; દારૂનાં પીઠાને આગ ચંપાઈ હોત; સિનેમાઘરોને ખંડિયેર બનાવાયા હોત; પુરૂષજાતની હથેળીમાં ઊભી બજારે રમતી–ગુલામ દશામાં મરતી–નારીને ભારે બહુમાન પૂર્વક પુરુષવર્ગે પુનઃ ઘરમાં પધરાવી હોત........

જે જૈન હોત તે તમામ પોતાના મુનિસંઘ પાસે જઈને, આજ સુધી કરેલી તેમની અવહીલનાની માફી માંગતો હોત; જમાનાવાદના કોઈ પણ પાપમાં ન પડવાની પ્રતિજ્ઞા કરતો હોત; વીરશાસનના મહાન અભ્યુદય કાજે દરેક જૈન પોતાના ઘરનું એક તેજસ્વી બાળ જિનશાસનના ચરણે અર્પણ કરતો હોત.

આમાંનું એકાદ પણ બને એવી સ્વપ્ને ય આશા રાખશો નહીં. અરે! અહીં તો વીરના નામે વીરશાસનનો સમૂલો-ચ્છેદ થઇ જાય એવી ભયાનક સુરંગો–જાણતાં અને અજાણતાં ગોઠવાઈ જવાની છે. સ્રીસ્વાતન્ત્ર્ય, જાતિ–જ્ઞાતિ ઉન્મૂલન, વ્યવહારુ અહિંસાનું પ્રતિપાદન, સામ્યવાદને આમન્ત્રણ, જૈન યુનિવર્સિટી વગેરેની સ્થાપના દ્વારા પાશ્ચિમાત્ય પદ્ધતિના શિક્ષણને પ્રચંડ ઉત્તેજન, શાકાહારના પ્રચાર દ્વારા માંસાહારના વિરોધનાં અવાજ સ્થગિત કરીને; માંસાહારના વિરોધના–પ્રચારને અઘોર ઉત્તેજન, યુરોપીઅન જાસૂસોની જૈન દીક્ષાના સ્વીકાર દ્વારા મૂળભૂત શાસ્રચુસ્ત

સંસ્થાનો ઉચ્છેદ શાસ્ત્રોના સંશોધનના નામે કેટલાક શાસ્ત્રવચનોની હાંસી અને હુકાલપટી; પરિસંવાદો, લેખો; નિબંધો વગેરે પાછળ જંગી રકમ ફાળવીને તેનો જોરદાર પ્રચાર કરવા દ્વારા મૂળભૂત–વરઘોડા, ઉજમણા, ઉપધાન, છરી પાળતા સંઘો, પૂજાઓ, ભાવનાઓ વગેરે બાળજીવને હિતકર ધર્માનુષ્ઠાનોનો નાશ....વગેરે વગેરે અઢળક સુરંગો આ ઉજવણીની તક ઝડપી લેવા દ્વારા ગોઠવાઈ જશે.

આવી ઉજવણી કરાય જ કેમ ? આપણી માંગણીથી ભારત સરકાર પચાસ લાખ રૂપિયા આપે કે પચાસ કરોડ રૂપિયા આપે....આપણાથી તેવી ઉપરછલ્લી લાલચમાં પડાય જ કેમ ?

રે ! ખરી વાત તો એ છે કે ભારે ઈન્કમટેક્સ ભરતો જૈનસંઘ પચાસ લાખ રૂપિયા જેવી તુચ્છ રકમ માંગીને દેવદ્રવ્યની ક્રોડો રૂપિયાની મિલ્કત સરકારના ચરણે ધરી દેવાની ભૂમિકા શા માટે કરે છે ? આવતી-કાલે સરકાર તમારી પાસેથી કટોકટીના સમયોમાં દેવદ્રવ્યની રકમ માંગી શકે તે માટે જ આજે ૫૦ લાખ રૂ. દે છે. આટલી પણ વાત બુદ્ધિમાન જૈનોના ખ્યાલમાં કેમ આવતી નથી ? વસ્તુતઃ તો જેમ ગાંધીજીને પ્રિય રેંટીઆ–કાંતણ વગેરે ગાંધી શતાબ્દિ વર્ષમાં યોજાયા તેમ મહાવીરદેવના શતાબ્દી વર્ષમાં ભારતના તમામ કતલખાના બંધ રાખીને અમારી પ્રવર્તનની જ સરકાર પાસે જૈન સંઘે માંગણી કરવી જોઈએ.

'વળી રાજય વિરુદ્ધ વર્તવું નહિ.' એવી વાતો નિરપેક્ષ રીતે કરાય જ કેમ? બેશક ગવર્નમેન્ટ વિરુદ્ધ પડવાથી આપણાં ધર્મકાર્યોમાં; તીર્થો વગેરેના વિષયમાં આપણને કદાચ ઘણી રીતે હેરાનગતિ થતી જોવા પણ મળે; કદાચ બે–પાંચ તીર્થ કે પાંચ–પચીશ ધર્માનુષ્ઠાનો ઉપર તાળાં ય લાગે, કદાચ વિરોધ કરનારા શ્રીમંતોને ભિખારી પણ બની જવું પડે કે જેલમાં ય બેસવું પડે, પણ તે બધું ય નુકશાન મામૂલી ગણાય. ઉજવણીમાં જોડાઈ જતાં તો વિશ્વના પ્રાણભૂત શાસનની, તીર્થના તીર્થત્વની; તીર્થત્વની પ્રાણભૂત શ્રમણ સંસ્થાની; શ્રમણસંસ્થાની પ્રાણભૂત દ્વાદશાંગી જોખમમાં મુકાઈ જશે તેનું શું? તેની સામે પેલું નુકશાન મામૂલી લાગે છે. શું આ તે જ કાળનું પુનરાવર્તન થઈ રહ્યું છે જે કાળમાં વણિકોએ જ યુગપ્રધાન આચાર્ય ભગવંતને રાજની વિરુદ્ધ પડવાની લાચારી બતાવી દીધી હતી! ઓ શાસનપ્રેમીઓ! ક્ષુલ્લક લાભોને જોઈને અંજાઈ ન જાઓ. જો આ ઉજવણી સર્વધર્મનાશના આંતરરાષ્ટ્રીય કાવતરાના એક ભાગરૂપ જ છે તો આપણે તેમાં હરગીજ જોડાવું ન જોઇએ.

એટલે અત્યારે તો ઉજવણીની એ ટ્રેઈનનો વિરોધ કરવાની, આડા સૂઈ જઇને પણ એને અટકાવી દેવાની જ આપણી ફરજ છે. આપણે એ ફરજથી એક તસુભર પણ પીછેહઠ કરી ન શકીએ.

રાષ્ટ્રીય ઉજવણીના આયોજકો તરફ તો નજર કરો. એમના બહાર પડતા લેખો; એમનાં થતાં ભાષણોને તો વાંચો. આંતરરાષ્ટ્રીય ઉજવણીનો ગમે તેવો પક્ષપાતી એ લેખો વગેરે વાંચીને એકદમ ચોંકી ઊઠશે. એ લોકો કહે છે કે, "આ જમાનામાં આવી શાસ્ત્રચુસ્તતા બિલકુલ નહિ ચાલે; આપણે પૌરાણિક મહાવીરની નહિ; પરન્તુ ઐતિહાસિક મહાવીરની ઉજવણી કરવી છે. ઉપધાન-ઉજમણા વગેરેમાં પૈસાનો ધૂમાડો છે; જૈનધર્મના બે ટૂકડા કરીને નવા જૈનધર્મ વડે આપણે વિશ્વમાં ફેલાઈ જવું જોઈએ; આગમ ગ્રન્થોને ગમે તેટલા ગુપ્ત રાખવાનું ફરમાન હોય તો ય એને જગતમાં મૂકી દેવા જોઈએ, સાધુને સ્ત્રી, પૈસા વગેરે રાખવાની મર્યાદિત પ્રમાણમાં છૂટ આપવી જોઈએ, પાણી ઉકાળીને પીવાનો આગ્રહ નહિ રાખવો જોઈએ, માઈક, વિમાન, લાઈટ વગેરે વૈજ્ઞાનિક સાધનોનો સાધુઓએ છૂટથી ઉપયોગ કરવો જોઈએ. પરદેશોમાં પણ ધર્મપ્રચાર કરવા જવું જોઈએ. વગેરે વગેરે....

જગતમાં જૈન ગણાતા આ લોકો પરમાત્માની શાસ્ત્રોક્ત સર્વજ્ઞતાને સ્વીકારતા નથી ! મહાવિદેહ ક્ષેત્રને માનતા નથી, સિદ્ધશિલાની ક્રૂરમાં ક્રૂર મશ્કરીઓ ઉડાવે છે, તીર્થંકર પરમાત્માથી પણ અધિક સારી ગાંધીજીની અહિંસા ગણાવે છે. સાધુજીવનના સિદ્ધાંતોમાં પરિવર્તન માંગે છે. તીર્થંકર પરમાત્મા મહાવીરદેવના જીવનને વિસંગતિઓથી ભરપૂર જણાવે છે ! શું આટલી હદ સુધીના વિધાનોને ય આપણે

ઠંડે કલેજે સાંભળી જ લેવાં છે ! એવો તે શો ભય જાગ્યો છે એનો વિરોધ કરવામાં !

પાનાઓનાં પાનાં ભરાય તેટલું; મર્યાદા મૂકીને, નિર્લજ્જ બનીને, અધિકાર બહાર જઈને, ક્રૂરમાં ક્રૂર મશ્કરી-ઓથી ભરપૂર આ સુધારકોએ શાસન વિરુદ્ધ, સંઘ વિરુદ્ધ, શાસ્ત્ર અને ધર્મ વિરુદ્ધ લખી નાંખ્યું છે. શ્રીમંતાઈનું જોર, વિદ્વત્તાનું પાગલપન અને સત્તાનું ભયાનક અજીર્ણ —આ ત્રણેએ ભેગાં મળીને એમનું ભાન ભુલાવ્યું છે. જો આ ભયાનક ચિત્રને નજરમાં લાવશો તો જો તમે થોડાક પણ શાસનપ્રેમી હશો તો લોહી ઊકળીને જ રહેશે; મારી જેમ તમે રાડો પાડીને કહેવા લાગશો કે, "આવા લોકોને ઉજવણી કરવાનો લેશ પણ અધિકાર નથી. અમારે આવી ઉજવણી કરવી પણ નથી. સરકાર એક અબજ રૂપિયા આપે તો ય અમે આમાં પડવા માંગતા નથી.

અફસોસ ! ક્યાં ગયો એ શાસનપ્રેમીઓનો રાત ને દી ખાંડા ખખડાવતો સદાનો સાબદો યુગ ! અને ક્યાં આવી લાગ્યો એ શાસન–પ્રેમીઓનો પાટલીબદલુ યુગ ? કેવો હતો એ આપણી શ્રમણસંસ્થાનો એ ગૌરવવંતો કાળ ! એનો એક જ સંગઠિત હાકોટો ! મોટા ભૂપને ય ભારે પડી જતો ! અને આજે ? સીમમાં ઊભી રહેલી શિયાળીયાઓની જમાત ચીસો પાડીને ધાર્યું કરી જાય છે. કેમકે સિંહ ભર ઊંઘમાં પડયો છે. નહિ તો

આપણી આ સ્થિતિ ન હોય–બાયલા બની જવાની; ઘર-કૂકડી બનવાની; લાચારી બતાડવાની, હતાશા વ્યક્ત કરવાની; વાતો કે નિંદા કરીને બેસી રહેવાની; નિષ્ક્રિય બની જવાની–અત્યંત ખતરનાક અવદશા આપણી ન હોત !

ખેર. જે બન્યું તે બની ગયું. પણ જાગો; હજી વિજય આપણા જ હાથમાં પડવાનો છે. ના....આપણે બીજું કશું મેળવવું નથી. આપણે તો આપણી શાસ્ત્રીયતાને; અને આપણી પૂજનીય શ્રમણસંસ્થાને જીવાડવી છે, કેમકે સમસ્ત વિશ્વનું કલ્યાણ એના જીવતરમાં છે. આ બેય ને ખતમ કરવા માંગનારા સામે આપણો પડકાર હોવો જ ઘટે; એ માટે ઝગડવું ય પડે. આવા સમયે શાન્તિ રાખનારા તો મર્દાનગીવિહોણા કહેવાય. અરે ! આખું ઘર લૂંટાતું હોય તો ય લૂંટારુની ટોળીને ન પડકારવી ! આ તે કેવી નિર્માલ્ય વાતો !

ભારે ખેદની વાત છે કે મર્દાનગીના રંગ હવે ઊતરવા માંડયા છે. હજી આપણી શ્રમણ સંસ્થામાં મર્દાનગીનો તરવરાટ જોવા મળશે; પણ બીજાઓમાં તો એ તત્ત્વ લગભગ મરી 'પરવાર્યું' છે; એક બીજાની ખુશામતખોરીએ જ આ તત્ત્વને ગળે ટૂંપો દીધો છે. સંભવ છે કે એકવીસ હજાર વર્ષ સુધી જીવંત રહેનારો સંઘ જ મર્દાનગીથી જીવી શકે; અને બીજાઓ–સુધારકવાદ, જમાનાવાદ અરે તકવાદનો ભોગ બનીને ઘણા જલદી ખતમ થઇ જાય. આપણે

ઇચ્છીએ કે મોક્ષભાવનો પ્રાપક કોઈ પણ ધર્માંશ સદા સર્વત્ર જીવતો રહે.

પ્રેસ–પ્લેટફોર્મના તોતીંગ ફુગ્ગા જેવા પ્રચારથી કે આંતરરાષ્ટ્રીય કાવતરાંથી કેટલોક ધર્મવિનાશ થશે તો ય ઘણાં અંશોમાં આપણે એ વિનાશને વેગળો પણ રાખી શકીશું.

ઓ શાસનપ્રેમીઓ ! વિશ્વકલ્યાણકર શ્રીજિનશાસન અને તેના તમામ અંગોને જમાનાવાદની પ્રચંડ આગની હોનારતમાંથી ઉગારી લેવા માટે આપણે શિથિલતાઓને હજી પણ નહિ ખંખેરી નાંખીએ ? શાસ્ત્રપદ્ધતિનું સુંદર મજાનું જીવન જીવવા માટે હજી પણ લાચાર બનશું ? ના....ના....હવે તો એ કદાપિ શકય નથી. અને.... ભૂતકાળમાં દુષ્કર્મના યોગે ગમે તેવી આંખો અડી ગઇ હોય તો પણ આવી જીવન–મરણના સવાલની કટોકટીની પળોમાં સંગઠિત નહિ બની જઇએ ? રે ! એ તો શકય જ નથી.

જો શ્રી જિનશાસનનું આપણા માથે અનહદ ઋણ હોય તે અંશત: ઋણમુકત થવાનો આ અવસર આવી લાગ્યો છે. શીઘ્ર સંગઠિત બની જઇએ. બધું વીસરી જઈને, કેડે ભેટ બાંધીએ શાસનખુમારીની તલવારની ! અને લલાટે તિલક કરીએ શાસ્ત્રચુસ્ત જીવનનું.

સાંભળો; મોરચે યુદ્ધની નોબતો બજી રહી છે.

ઓ, વીરસૈનિકો !

હવે આ આખો ય વિષય અત્યંત બહુમાનનીય શ્રી સંઘના–તમારા હાથમાં આવે છે. પરમાત્મશાસનની મહાસેવા કરવાનું તમને સદ્ભાગ્ય સાંપડયું છે. આપણા મહા–મહા –દુર્ભાગ્યે આપણો બે ય પ્રકારનો વડીલ વર્ગ છિન્ન–ભિન્નતાનો અંશતઃ ભોગ બન્યો છે. એમાં ય કેટલાય અગ્રણી શ્રાવકવર્ગમાં નવા જમાનાનો પવન એવો ફૂંકાઈ ચૂકયો છે કે ૩૦–૩૫ વર્ષ પહેલાંની આપણા શાસનની અભેદ્ય કિલ્લેબંધીનાં આજે દર્શન પણ દુર્લભ થઈ ગયા છે.

ભવિતવ્યતાના યોગે આપણા પૂજનીય વર્ગમાં પણ કયાંક કશુંક અનુચિત બની ગયું છે. ખેર ! એ પૂજનીય ગુરુભગવંતોના દોષો જોવાનો આપણને કોઈ અધિકાર નથી; પરંતુ કયારેક કુહાડો કામ ન કરે ત્યાં નાનકડી કાતર પણ કામ કરી જાય છે એ ન્યાયથી જ તમારી સમક્ષ મેં આ વાત રજૂ કરી છે. પૂર્વે હું કહી ચૂકયો છું કે પ્રભુશાસનની રક્ષા કરવાની આબાલવૃદ્ધ સહુની એક સરખી ફરજ છે. તો તમે ભલે નાના હો; સામાન્ય માણસ હો પરંતુ શ્રી જિનશાસનને વફાદાર એવા શ્રી સંઘના સભ્ય હોઈને જ તમે અસાધારણ મહાનતા ધરાવો છો. તમારામાં ભલે કદાચ શારીરિક કે આર્થિક બળ ન હોય, પણ તમારી પાછળ અનંતાનંત

પંચપરમેષ્ઠી ભગવંતોના અપાર અનુગ્રહના સાગરનું બળ ઘૂઘવાટ કરી રહ્યું છે, એનું જ સ્મરણ કરો અને સજ્જન બનો. તમે બે ય પ્રકારના વડીલવર્ગને ખૂબ વિનીતભાવે સઘળી સમજૂતિ આપો અને આવનારી ભયાનક આફતથી શ્રીજિનશાસનને મુક્ત કરો. ના....તમારા એકલાના માથે આ જવાબદારી નાંખી નથી, આપણે બધા ય આ કામ યથાશક્તિ કરીએ....હતાશ થવું નહિ, કેમકે અંતે તો વિજય આપણો જ છે. કેમકે આપણી પાછળ પ્રચંડ બળ તૈયાર ઊભું છે. આ દિશામાં માત્ર પ્રયત્ન કરીએ એટલી જ વાર.

હવે અંતમાં એટલું જ જણાવવાનું કે તમારી પાસે ઉજવણીની તરફેણ કરનારા બંધુઓ કે મુનિઓ કોઈ પણ આવે ત્યારે તમે બધી સમજૂતિ આપજો. એમને પ્રશ્નો કરજો કે શા માટે શ્રી સંઘને સમિતિએ અવગણના કરી છે? શા માટે ગીતાર્થ મુનિવરોને લખાનારા ગ્રંથો બતાવીને મુદ્રિત કરવાનું નક્કી કર્યું નથી ? શા માટે ગમે તેવું બોલનારા માણસોને લેખકોના સંપાદક મંડળમાં જોડવામાં આવ્યા છે ? શા માટે સંવિગ્ન ગીતાર્થ આચાર્ય ભગવંતોનો વિરોધ થઈ રહ્યો છે ?

વધુ તો શું લખું ? તમે જ મારો આશાવાદ છો એમ સમજીને હું તમારી સમક્ષ ઉપસ્થિત થયો છું. જગાડવાનું શ્વાન-કાર્ય મેં બજાવ્યું છે શ્રી જૈનશાસનની

ઇમારતની હું રખેવાળી કરું છું હવે તમે જાગો....સહુને જગાડો અને જો સહુ જાગી જશે તો મારા ....આપણા સહુના માટે શરમ મૂકીને નાચી કૂદીને આનંદ માણવાનો એ મહા મહોત્સવ દિન હશે. કદાચ આપણે એ દિવસ સ્વર્ગ વિમાનના દેવોની મસ્તીને ય ટપી જઈશું.

અન્યથા—ઉજવણીના એ દિવસે ખૂણે બેસીને પોક મૂકવાનો આપણા દુર્ભાગ્યે કદાચ એ સમય જાગશે જ્યારે સાતમી નારકનો કે નીગોદનો જીવ પણ આપણા જેવો દુઃખિયારો નહિ હોય. પણ ના....હતાશાનો ઉચ્ચાર પણ કરવાની આપણને જરૂર નથી. જરાક આધારપીઠ પાછળ જોઈએ. જુઓ, અનંતાનંત પંચપરમેષ્ઠીઓના બળનું—આંખો ન પહોંચે એટલું વિરાટ સૈન્ય સજ્જ બનીને ઊભું છે. રે! છેવટે કાંઈ જ નહિ તો ય આપણા જેવા પાંચ–પચાસ કે પાંચ હજારના અંતરમાં એ પાંચ રત્નો (પાંચ અંગો)નું જતન કરી રાખશું! મરતી વખતે આપણી શિષ્ય–પુત્રાદિ સંતતિને એ રત્નોનું રખોપું સોંપીને તો વિદાય થશું!

સંભવ છે કે આ પ્રસંગ આપણી તાકાતને જાગ્રત કરનારો બનશે; નવી પેઢીના ખમીરને ખખડાવનારો થશે; ઊંઘતા સહુ જાગી જશે; બેઠેલા સહુ આળસ મરડીને ઊભા થઈ જશે, ઊભેલા સહુ શાસન રક્ષા કાજેના આ જંગમાં આગેકૂચ કરવા કદમ બઢાવશે.

ઊઠો; જાગો! વીરશાસનના ઓ વીરસૈનિકો! સહુને જગાડો; હવે સહુ તમારી ઉપર મીટ માંડીને બેઠા છે. જાઓ,

કૂચ કરો. શાસનદેવો અને સદ્‌ગુરુઓના આશીર્વાદ તમારી સાથે જ છે.

## [૯] રાષ્ટ્રીય ઉજવણીના વિરોધના મુદ્દાઓ

૧. જે વસ્તુ માત્ર રાષ્ટ્રીય બને તેને અમે પૂજ્ય ગણી શકીએ નહીં એવો અમારા ધર્મગ્રંથમાં પાઠ છે. વીર-નિર્વાણ દિવસ જો રાષ્ટ્રીય બનશે તો અમારે માટે તે પૂજ્ય દિવસ નહિ રહેતાં અમારી ધાર્મિક લાગણી ખૂબ દુભાશે. આવી શાસ્ત્રીય બાબતોને નહિ સમજનારા લાખો લોકો, ઉજવણીની તરફેણ કરે તો પણ સરકારશ્રીએ અમારા અભિપ્રાયને જ માન્યતા આપવી ઘટે કેમ કે કોઈના ધર્મમાં હસ્તક્ષેપ નહિ કરવા તે બંધાએલી છે.

૨. દિલ્હીના મ્યુઝિયમમાં જઈ પડેલી મહાવીરની પ્રતિમામાં પૂજ્યતા રહી શકતી નથી એમ રાષ્ટ્રના હાથમાં જઈ પડેલા પર્વ દિનમાંથી પણ પૂજ્યતા ખતમ થઈ જાય છે.

૩. માત્ર વાહ વાહ કરવાથી ન ચાલે. એક માણસને નગ્ન કરી દીધા પછી, એનો જયકાર કરતા એક લાખ માણસના સરઘસથી કયો સમજદાર માણસ રાજી થશે ?

મહાવીરદેવને વીતરાગ, સર્વજ્ઞ, સર્વદર્શી, ત્રિલોકગુરુ પરમાત્મા ન કહેવા, એટલે એમનાં કપડાં ઉતારી લીધા પછી તેમને "મહામાનવ" કહેવા એનો અર્થ જ શો ?

ધારો કે એક પંડિતજીને એમના પાંડિત્ય બદલ પંડિતવિશારદની પદવી આપવાની છે એ નિમિત્તે ઘણા

આમન્ત્રિત ગૃહસ્થો એમને ત્યાં ઊતર્યા. પંડિતજીએ જાતે જ રસોઇ બનાવીને બધાયને જમાડયા. પછી સમારંભ શરૂ થયો. એમાં એક આમન્ત્રિત સદ્‌ગૃહસ્થે કહ્યું કે; "આ પંડિત મહોદયની તો શું પ્રશંસા કરું ? એમના હાથની રસોઈ એટલે 'ચેતના' ને ય ભુલાવી દે !"

બંધુઓ ! 'અચ્છા રસોઈઆ' તરીકે જાહેર થએલા આ બહુમાનમાં તમને પંડિતજીનું ઘોર અપમાન નથી લાગતું ?

૪. મહાવીરનો ઉપયોગ આંતરરાષ્ટ્રીય રાજકરણીઓ પોતાની રીતે કરવાના છે, એ લોકો એમને સ્ત્રીસ્વાતન્ત્ર્યના હિમાયતી, જ્ઞાતિ–જાતિના નાશક, દલિતો અને પછાતોના ઉદ્ધારક, યજ્ઞ–યાગની સામે બંડ પોકારનારા, સામ્યવાદના પિતા, સમાજવાદી સમાજ રચનાના સ્થાપક તરીકે જાહેર કરવા માંગે છે. આમ એમના નામે પોતાના સ્વાર્થી વિચારોનો પ્રચાર કરવાના છે માટે પણ અમારો સખત વિરોધ છે.

અહિંસા, અપરિગ્રહ અને અનેકાન્ત શબ્દનો પણ પોતાના સ્વાર્થોના પોષણ માટે જ ઉપયોગ થશે. અહિંસામાં 'ઉપયોગી' ની જ અહિંસા પ્રચારાશે. અપ–રિગ્રહ દ્વારા ટોચ–મર્યાદાનો પ્રચાર થશે. અનેકાન્ત દ્વારા દુષ્ટો સાથે પણ મૈત્રી....નો સિદ્ધાન્ત પ્રચારાશે. રે ! સંભોગમાં જ સમાધિના પ્રચારક પ્રોફેસર રજનીશ જ છે ને ?

મહાવીરદેવ આજના કહેવાતા સ્ત્રીસ્વાતંત્ર્ય વગેરેના હિમાયતી ન હતા એ વાત શાસ્ત્રોથી પૂરવાર થાય છે.

૫. જે વસ્તુનો જે ઉપયોગ થવો જોઈએ, તેનાથી અન્યથા ઉપયોગ કરવો એમાં એ વસ્તુની પૂજા નથી પણ મશ્કરી છે. સાધુનો પટ્ટાવાળા તરીકે કે પ્રતિમાનો પગથિયાં તરીકે કદી ઉપયોગ કરાય ખરો ? તો મહાવીરદેવનો આજના સ્વાર્થી વિચારોના પ્રસાર માટે ઉપયોગ કેમ જ થઈ શકે ?

૬. એ સમયે જે ભાષણો થશે, એમાં મહાવીરના શાસ્ત્રોના રહસ્યોને નહીં જાણનારા ઢગલાબંધ વકતાઓ ફાવે તેમ બોલશે. અમે એ વખતે કેટલાને રોકી શકીશું ? પ્રો. રજનીશ, મહાવીરદેવના નામે સંસ્કૃતિઘાતક નગ્નતાનો પ્રચાર કરે છે ! આ બધું અમારી ધાર્મિક લાગણીને ખૂબ દુભવે છે. માટે બહેતર છે કે ઉજવણી રાષ્ટ્રીય ધોરણે તો બંધ જ રહે. અમારી શાસ્ત્રની નીતિથી તો અમે વર્ષે વર્ષે ઉજવણી કરીએ જ છીએ. એમાં આવી ચિંતાને સ્થાન નથી.

૭. આ ઉજવણી મહાવીરદેવના શાસન વગેરેને નુકશાન કરવા સાથે સમસ્ત આર્યસંસ્કૃતિને ભયંકર નુકશાન કરશે.

૮. આ ઉજવણીની કમિટિમાં જૈનોના ચાર ફીરકાઓમાંથી જે જૈન બંધુઓ લેવામાં આવે છે, તેઓ કદી પોતાના ધર્મગુરૂઓથી સંમતિ લેવા ગયા નથી, અથવા તો પોતાના જૈન અનુયાયીઓ પાસે જઈને ચૂંટણીની

પદ્ધતિથી તેમણે પ્રતિનિધિત્વ મેળવ્યું નથી. ફીરકાના ચાર આગેવાનોને પોતાને ફાવે તે નામો કમિટિના મેમ્બર તરીકે લખાવી દેવાનો શો અધિકાર ? જો એમની જૈન કોમને પૂછવા જવા જેટલી પણ તૈયારી ન હોય તો, તેઓ પોતે જ જૈન સંઘ ઉપર બહુમાન નહિ હોવાના કારણે જૈન મટી જાય છે. એવા અજૈનોની કમિટી અમને જરા ય માન્ય નથી.

૯. જૈન ધર્મશાસ્ત્રોએ સંવિગ્ન ગીતાર્થ મુખ્ય આચાર્યોની આજ્ઞા મેળવીને જ કોઇ પણ મહાન ધર્મકાર્ય કરવાનું ફરમાન કર્યું છે. જેનો આ મેમ્મરોએ ઉઘાડો ભંગ કર્યો છે. એમને કમિટિમાં લેવાય જ કેમ ? મનસ્વી-પણે તો એક જૈનાચાર્ય પણ ધર્મનું મહાકાર્ય કરી દે તો સખ્ત સજાને પાત્ર બને છે એમ અમારાં ધર્મશાસ્ત્રો કહે છે.

૧૦. દરેક સંસ્થાને પોતાનું આગવું બંધારણ હોય છે. જૈનશાસન નામની વિશ્વકલ્યાણકર સંસ્થાને પણ એવું પોતાનું સર્વાંગ સંપૂર્ણ બંધારણ છે જ. એ મુજબ દરેકે ચાલવું જોઈએ, નહિં તો જૈન સંઘ બહાર કરવા સુધીના ફરમાનો કરવામાં આવ્યા છે. નિર્વાણ મહોત્સવની ઉજવણી કરવાની રીતો, વિધિઓ સ્પષ્ટ શબ્દોમાં પંચાશક નામના ગ્રંથમાં ફરમાવી છે એની અવગણના કરી શકાય જ નહીં. અન્યથા એ વ્યક્તિએ જૈન સંઘમાંથી જાતે જ નીકળી જવું જોઇએ. અમે અશિસ્તને બિલકુલ ચલાવી શકીએ નહિં.

અન્યથા અમારી હસ્તિ ખતમ થઈ જાય.

૧૧. કેટલાંક જૈનાચાર્યોની આ ઉજવણીમાં સંમતિ મળી છે એ ખેદની વાત છે પણ તેથી કાંઈ ભારત સરકારને ઉજવણી કરવાનો અધિકાર મળી જતો નથી. એ અધિકાર તો ત્યારે જ મળે જ્યારે શાસ્ત્રાજ્ઞા અનુકુળ થઈ જાય. રાષ્ટ્રીય ઉજવણીમાં શાસ્ત્રાજ્ઞાનો લવલેશ નથી એ વાત પહેલાં અને બીજા મુદ્દામાં સ્પષ્ટ કરી છે.

૧૨. મહાવીરદેવની ખરી ઉજવણી તો એ છે કે તેમના સિદ્ધાન્તોનો રાષ્ટ્રવ્યાપી ધોરણે કાયમ માટે અમલ કરવો. કતલખાના, દારૂ પ્રચાર, સિનેમા, નિરોધ, ગર્ભપાત, સાત વ્યસનો, લાંચ રૂશ્વત વગેરેમાંથી એકાદ પણ વસ્તુને કાયમી દેશવટો દેવાય તો તે ઉજવણી કરી ગણાય, બાકી એ ઉજવણીના આમંત્રિત પરદેશીઓ અને પરધર્મીઓ માટે માંસાહારનું ભોજન પણ જો કરાવવાનું હોય, કે ઉપરોક્ત કોઈ પણ પાપને કાયમી દેશવટો અખિલ ભારતીય ધોરણે દેવાનો ન હોય તો એ ઉજવણી મહાવીરદેવની ખુલ્લી મશ્કરી સ્વરૂપ બની જાય છે.

૧૩. જે પાંચ વોલ્યુમો ભારત સરકાર તરફથી પ્રગટ થનારા છે તે સારા વિદ્વાન જૈનાચાર્યને કેમ સોંપવામાં આવ્યા નથી? ધર્મમાં ચુસ્ત શ્રદ્ધા નહિં ધરાવતાં ગૃહસ્થોના સંપાદક મંડળને આવું ગંભીર કાર્ય શા માટે સોંપાયું છે? એમને શું લખતા આવડે?

૧૪. જો રાષ્ટ્રીય સરકાર મહાવીરદેવને આ ઉજવણીથી કોઈ નુકશાન પહોંચાડવા માંગતી ન હોય તો તેણે જાહેર કરવું જોઈએ કે અમે મહાવીરદેવને સ્ત્રીસ્વાતંત્ર્યના હિમાયતી, જ્ઞાતિ-જાતિના નાશક વગેરે કદાપિ નહીં. કહીએ. એટલું જ નહીં પરંતુ તેમને વીતરાગ, સર્વજ્ઞ, સર્વદર્શી, યથાર્થવાદી, ત્રિલોકગુરુ પરમાત્મા જ કહીશું.

૧૫. પાંચ વોલ્યુમો દ્વારા થનાર ભયંકર અન્યાયને નિવારવા માટે અમારું સૂચન છે કે કલિકાલસર્વજ્ઞ હેમ-ચંદ્રસૂરિજી મહારાજાના લખેલા ત્રિષષ્ટિશલાકા પુરૂષ ચરિત્ર–૧૦ મા પર્વના મહાવીર ચરિત્રનું જ અક્ષરશઃ ભાષાંતર થાય અને તેને જ સર્વત્ર પ્રસરાવાય. એ સિવાય બીજું કશું જ લખાવવું જોઈએ નહિ.

૧૬. અજાણતાં પણ જો જૈન ધર્મને નુકશાન થાય તો ભયંકર પાપ લાગે તેમ શાસ્ત્રો કહે છે. આવી ખબર નાના બાળકને પણ પડે તો તેણે પણ તે પાપને નિવારવા માટે સર્વ યત્નો કરવા એમ ધર્મશાસ્ત્રમાં સ્પષ્ટ ફરમાન છે. અમારે એક જૈન ધર્મની અનુરાગી વ્યક્તિ તરીકે એ ફરમાનની રૂએ આ વિરોધ જોરથી કરવો પડે છે.

૧૭. અમને અમારી શાસ્ત્રીયનીતિથી માળા ગણવી, બે ઉપવાસ કરવા, ધર્મગુરુ પાસે વીર ચરિત્ર સાંભળવું; રાત્રે નિર્વાણ મહોત્સવની વિશિષ્ટ ક્રિયા કરવી વગેરે મુજબ અમે અમારો નિર્વાણ મહોત્સવ ઉજવીશું. બીજા લોકો આ

બધી વિધિથી તદ્દન અજ્ઞાત છે. વિધિ વિના કોઈ પણ ક્રિયા કરવાની અમારા શાસ્ત્રોમાં સ્પષ્ટ મનાઇ ફરમાવી છે, માટે ભારત સરકારને અમારી વિનમ્ર વિનંતિ છે કે તે અમારી ધાર્મિક બાબતમાં જરા ય ડખલ ન કરે.

૧૮. આ મહોત્સવ નિમિત્તે ફીલ્મો, કલા, કારીગીરી, રેકોર્ડો, યુનીવર્સીટીની સ્થાપનાઓ, મેમોરીઅલો, સ્કોલરોનું ઉત્પાદન, જૈન હોસ્પીટલો વગેરે જે કાંઈ કરવાનું છે તે બધું ય અમારા શાસ્ત્રથી વિરુદ્ધ છે. એમાં ય ૧૬ રાજ્યોમાં જે ૧૬ મહાવીર– બાલકેન્દ્રો થવાના છે તે તો ખુલ્લં ખુલ્લા ઉપાશ્રયો અને પૌષધશાળાઓના વિનાશક કેન્દ્રો છે. જે કાંઈ–ભાષણો, લેખનો, પ્રદર્શનો, અભિપ્રાયોની આપ–લે–ની પ્રવૃત્તિથશે તે બધી શાસ્ત્ર સાપેક્ષ નહિ રહે; અને મુનિઓના માર્ગદર્શનથી સંપૂર્ણપણે મુકત હશે.

૧૯. અમારો જૈન ધર્મ સદ્આચારને પ્રાધાન્ય આપે છે. તે આચાર પ્રસરાવતા જ્ઞાનને જ જ્ઞાન કહે છે. રાષ્ટ્રીય ઉજવણીનો કહેવાતો જ્ઞાનપ્રચાર આચારની ઉપેક્ષા પૂર્વકનો હોવાથી અજ્ઞાન પ્રસાર છે. અમારા ધર્મનોતે મહા અન્યાય અને અનર્થ કરનારો છે.

૨૦. અમારા શાસ્ત્રોની આજ્ઞા છે કે આગમોનું અધ્યયન માત્ર યોગ્ય જૈન સાધુ જ કરી શકે; તમે આગમોને ‘ વોલ્યુમ્સ ’ બનાવીને અયોગ્ય ગૃહસ્થોને સોંપવાનું કામ

કરો છો જે ધર્મમાં ઉઘાડો હસ્તક્ષેપ છે. ગમે તેને ગમે તે ચીજ કેમ અપાય? ગાંડાને એટમબોમ્બ અપાય ખરો?

૨૧. વિદેશી લેખકોને જૈન ધર્મનું ઉંડું જ્ઞાન નથી એ વાત તેમણે લખેલા જનધર્મ ઉપરના ગ્રન્થોથી સચોટ કહી શકાય તેમ છે. આમ છતાં તે વિદેશીઓના લેખોને વોલ્યુમોમાં સ્થાન આપીને કમિટિએ ગંભીર ભૂલ કરી છે.

૨૨. જૈન વિચારધારાનો ઉદ્‌ગમ તીર્થંકર ભગવાન આદિનાથની પૂર્વથી નથી છતાં તેવું જે કહેવામાં આવે છે એ અમારા માટે ખૂબ દુઃખ જ છે, ભગવાન આદિનાથની પૂર્વે પણ અનંતાનંત તીર્થંકરો થઈ ગયા છે.

૨૩. આ ઉજવણી અંગે જૈનોના ચાર ફીરકાઓની જે કમિટિ નીમાઈ છે તેમણે પોતાનું જે બંધારણ ઘડ્યું છે તેમાં એકઝીક્યુટીવ સમિતિ બહારની આપે તેવા કોઈ પણ માણસને લેવાની કલમ મૂકી છે, જે બિલકુલ બરોબર નથી. જૈનોના ચાર ફીરકાની કમિટિમાં જૈન ધર્મશાસ્ત્રને ચુસ્તપણે જે માનતા હોય તે જ આવી શકે.

૨૪. અમારું સ્પષ્ટપણે માનવું છે કે સર્વ જૈન ધર્માચાર્યોની સંમતિ વિના કેટલાક જૈનાચાર્યોની સંમતિ લઈને શાસ્ત્રનીતિ–રીતિથી તદ્દન ગેરબંધારણીય રીતે થનારી આ ઉજવણીમાં અમારી શાસ્ત્રીય મર્યાદાઓનો લોપ થશે. બહુમત લોકો ઝાકઝમાળવાળી રાષ્ટ્રીય ઉજવણીમાં જોડાશે,

તેથી તે દિવસે થનારી શાસ્ત્રીય ઉજવણીના કાર્યક્રમોને સખ્ત ધક્કો પહોંચશે. ભારત સરકારથી કોઇના પણ ધર્મ-કાર્યને ધક્કો પહોંચાડી શકાય નહિ

૨૫. આ ઉજવણીના નામે ભારત સરકાર અમારા જૈનતીર્થોમાં લાખો રૂપીયા ખર્ચીને તેમને એકદમ અદ્યતન સગવડથી ભરપૂર બનાવવા માગે છે જે તદ્દન અયોગ્ય છે કેમકે આથી અમારા તીર્થોની પવિત્રતા નષ્ટ થઈ જશે અને અમારા તીર્થો અને મંદિરોમાં ધર્મક્રિયા સિવાયના કોઈ પણ હેતુથી પ્રવેશ કરવાની મનાઈ ફરમાવવામાં આવી છે તેની સરકારે નોંધ લેવી જોઇએ.

૨૬. મસ્જીદમાં જ નમાઝ પઢાય; મંદિરમાં કદાપિ નહિં. સંન્યાસીજીને જ દંડવત્ પ્રણામ થાય. જૈન સાધુને તો પંચાંગ પ્રણિપાત જ કરવાની વિધિ છે. હનુમાનજીને જ સિંદુર કે તેલ ચડાવાય, મહાવીરદેવને તો ગુલાબ વગેરે પુષ્પો જ ચડાવાય, ભારતના માનનીય વડાપ્રધાનશ્રી પણ તીરુપતિજીના મંદિરમાં થોડા સમય પૂર્વે દર્શનાર્થે ગયા ત્યારે તેમણે પણ તે મંદિરની તમામ વિધિઓ અને તે તે સમય સાચવીને જ પૂજન-અર્ચન કરેલું હતું- જનગણમન........ગીતનું બહુમાન સીનેમા ટોકીઝમાં જ જળવાશું માટે તે ગીત બંધ કરી દેવામાં આવ્યું છે. તો નિર્વાણ કલ્યાણકના અમાર પૂજ્યતમ દિવસની વિધિઓને ઉડાવી દઇને એના પ્રત્યેનું બહુમાન ખતમ

કરવું અને માત્ર ભાષણો કરવા, સરઘસો કાઢવા, પ્રભાત ફેરીઓ કાઢવી કે મહાવીર દેવનો સિનેમા બતાવવો એ બધું અવિધિ ભરપૂર અનુષ્ઠાન તમે શી રીતે કરી શકો? આનાથી તો અમારો એ વિધિ મહોત્સવ તમે ખતમ કરી નાખશો. સેકયુલર સ્ટેટના સિદ્ધાન્તના અન્વયે ભારત સરકારથી આવો હસ્તક્ષેપ થઇ શકે ખરો?

૨૭. ટૂંકમાં આ ઉજવણીમાં અમને ધર્મનો ધ્વંસઃ ક્રિયા માર્ગનો લોપ, અમારા સિદ્ધાન્તોનો સાચા અર્થોમાં ઉલ્કાપાત થતો દેખાય છે. માટે અમને સ્પષ્ટ રીતે શાસ્ત્રાજ્ઞા છે કે અમારે આ રીતે સખ્ત વિરોધ કરવો જોઇએ, એ ખાતર બધા જ યત્નો કરી છૂટવા જોઇએ.

## પ્રશ્નોત્તરી

[૧૦]

**સવાલઃ ૧.** જ્યારે ભારત સરકાર પોતે જ વીર-નિર્વાણ ઉજવવા માગે છે ત્યારે આપણે વિરોધ કરવાનો શો અર્થ?

**જવાબઃ**—જો આપણને એ ઉજવણીના ભયાનક અનિષ્ટોનો ખ્યાલ આવી જતો હોય તો મરણીઆ બનીને; કેસરીઆ કરીને પણ વિરોધ તો દર્શાવવો જ જોઈએ. આપણો પ્રતિસ્પર્ધી બળીઓ હોય તેથી આપણે તેની સાથે મૈત્રી કરી લેવી એમાં મર્દાનગી શી?

આ તે કેવી વાત થઈ કે આપણા મંદિર ઉપર હુમલાખોરો કુહાડા લઇને તૂટી પડે છે ત્યારે આપણે હવે

કોઈ પ્રતિકાર કરવા સમર્થ નથી માટે આપણે પણ કુહાડા લઈને એમની ટોળીમાં સામેલ થઈ જવું અને મંદિર ઉપર તૂટી પડવું !!! કેવું મર્દાનગી વિહોણું, બેવકૂફી ભર્યું અપકૃત્ય !!! આપણું કાર્ય તો મર્દાનગી બતાડી દેવાનું ! પછી પરિણામ તો સારું જ આવે !

ચોરો તમારી તીજોરી લૂંટવા આવે ત્યારે તમે લડી લો તો મર્દ ! ભલે તેઓ તમને ભોંય ભેગા કરીને કદાચ લૂંટી પણ જાય ?

પણ તમે જ જો તીજોરી ધરી દો તો ? નામર્દ જ કહેવાઓ ને ?

**સવાલઃ** ૨. શાસનપતિ, તીર્થંકર, પરમાત્મા મહાવીર દેવની ૨૫ મી શતાબ્દિની રાષ્ટ્રીય ઊજવણીના વિરોધના મુખ્ય કારણો કયા છે ?

**જવાબઃ**–આ ઉજવણીનો વિરોધ કરવાનું સૌથી મુખ્ય કારણ એક જ છે; જૈનશાસનનો નાશ.

આ જૈનશાસન–નાશ ચાર કારણોસર થવાની શકયતા દેખાય છે. જમાનાવાદના પૂરમાં તણાઈ ગએલા બંધુઓને આ વાત હાંસી ઉડાડવા માટે ભલે એક સુંદર ખોરાક પૂરો પાડે; પરન્તુ ધર્મપ્રેમી વર્ગને વાસ્તવિક માર્ગદર્શન આપવાની ફરજ અદા કર્યા વિના અત્યારે ચાલે તેવું નથી. સામા પૂરે ચાલવા જેવી આ કામગીરી અત્યંત કપરી છે;

છતાં એનો કોઇ રંજ નથી. હવે શાસનનાશક ચાર કારણો જોઇએ. આ ચારે ય સાણુસાની રચના જ એવી છે કે, તેનું ઉપલક સ્વરૂપ જોતાં સ્થુલબુદ્ધિબંધુઓને ઉપકારક લાગે; પરંતુ એનું ભીતરી-સ્વરૂપ જોવામાં આવે ત્યારે જ તેની ભયાનકતા સ્પષ્ટ રીતે નજર સામે તરી આવે.

ઉપલક રીતે તો શિવાજી અફઝલખાનને પ્રેમથી ભેટવા જ ગયા હતા ને ? પણ અંતે તો પહેરેલા વાઘ-નખથી એ અફઝલખાનને મારી જ નાખ્યા ને ?

આ ઉજવણીનું નિમિત્ત લઈને, જૈન ધર્મને નહિ પાળનારા લોકો એવી વિચિત્ર કારવાહી કરવાના છે જેનાથી ધર્મનો નાશ થઈને રહે.

શ્રી જિનશાસનની આબાદીના મુખ્ય ચાર કારણો છે. તીર્થ-શાસ્ત્ર-સાધુસંસ્થા-અને આચારમાર્ગ.

આ ચારમાંથી કોઈ પણ એકનો પ્રાણ ખતમ થાય કે તરત શ્રી જિનશાસન ખતમ થાય. સદર ઉજવણી તો ચારે યનાં પ્રાણ ખતમ કરશે. એમાં ખૂબી એ છે કે આ ચારેયનાં કલેવરોને ખૂબ પુષ્ટ બનાવતા હોવાનો એવો આભાસ ઊભો કરાય છે કે એથી પ્રાણનાશની થઈ જનારી કાર્યવાહીની ગંધ પણ ન આવે.

પેલી વિચિત્ર સ્ત્રી સૂર્યકાન્તાએ મરણાભિમુખ બનેલા પતિને ભેટવાના બહાને પોતાનો અંબોડો એમના મો

પર આચ્છાદિત કરી દઈને-પોતાની આંગળીઓથી પતિનું ગળું કેવું દાબી દીધું હતું ?

[૧] **તીર્થત્વનાશ--:** પી. ટી. આઈ તરફથી બહાર પડેલા સમાચારમાં જણાવ્યું છે કે "ભગવાન મહાવીરની ૨૫૦૦ મી મૃત્યુ સંવત્સરી સમિતિએ ભગવાનના જીવન સાથે સંકળાએલા સ્થળોનાં વિકાસ માટે 'માસ્ટર પ્લાન' કરવાનો નિર્ણય કર્યો છે, સમિતિના પ્રમુખ અને પશ્ચિમ બંગાળના ભૂતપૂર્વ મુખ્ય પ્રધાન શ્રી વિજયસિંહ નાહરે બેઠકનું પ્રમુખસ્થાન લીધું હતું. આ જ વાત ૫૮ માણસોની રાષ્ટ્રીય કમિટિની દિલ્હી બેઠકમાં વિચારાઈ છે.

જેમાં પાલીતાણા, શીખરજી. રાજગૃહી, પાવાપુરી, ગીરનાર તીર્થનો ઉલ્લેખ છે, ટુરીસ્ટોને આકર્ષણ થાય તેવા અદ્યતન આ તીર્થો બનાવવાનું વિચારાયું છે.

આમ તીર્થસ્થાનો તો ભવ્યાતિભવ્ય બનશે, ત્યાં બગીચાઓ, હોજો, હોટલો, ગેસ્ટહાઉસો, હોસ્પિટલો, રોપ-વે, રોડ વગેરે જરૂર બનશે, અને તેથી હજારો-લાખો પરદેશીઓ તીર્થો જોવા માટે આવશે; ફરવા માટે આવશે; આરોગ્ય સુધારવા માટે પણ આવશે. કોઈ કોતરકામ જોશે; કોઇ મૂર્તિની પ્રાચીનતાનું ગણિત કરશે; કોઇ પુરાતત્ત્વ ખાતાના અવશેષો જોવા આવશે; અને આ રીતે ભારત સરકારને ક્રોડો રૂપિયાનું હુંડિયામણ કમાવાના સુંદર મજાના સાધનો મળી જશે—એ તો વધારામાં. આ સ્થિતિમાં તીર્થત્વનો

પૂર્ણનાશ થશે. એની પવિત્રતાનું તૈયાર થયેલું વાતાવરણ charged sphere) ખતમ થશે. જો તીર્થ વિકસ્યું પણ તેમ કરવા જતાં તીર્થત્વ નષ્ટ થયું તો ભદ્રક પરિણામી જીવોનાં વિકાસના પંથમાં અતિ ભયાનક હોનારત થઈ એમ સમજવું રહ્યું. તીર્થત્વ વિનાના તીર્થના કલેવર માત્રથી જિનશાસન ચાલવાનું નથી—ચાલી શકે તેમ નથી.

[૨] શાસ્ત્રત્વનાશઃ—દિલ્હીમાં મળેલી ઊજવણી અંગેની રાષ્ટ્રીય કમિટિએ વિચાર્યું છે કે, "જેમ બુદ્ધની શતાબ્દિની ઊજવણી વખતે સિલોન સરકારે ત્રિપિટકોને સંશોધિત કરીને 'વોલ્યુમ' બનાવ્યા, તે રીતે આગમિક ગ્રન્થોને 'વોલ્યુમ' બનાવવા. તેમને અનેક ભાષાઓમાં પ્રગટ

**[૩] સાધુ સંસ્થાનો પ્રાણનાશ:**—આ ઉજવણીનું નિમિત્ત પામીને કામચલાઉ [ ૬, ૧૨ વગેરે મહિનાઓની ] દીક્ષાઓ શરૂ થવાની શકયતા છે. તેના પ્રયોગો પણ શરૂ થઈ ચૂકયા છે. એવા વિધાનો પણ મર આંગણેથી જ બહાર પડી રહ્યા છે. આથી સાધુસંસ્થાનું કદ વધશે પરંતુ સાધુત્વનો નાશ થશે. કામચલાઉ દીક્ષિતો પ્રત્યે બહુમાન નહિ રહેતાં વિરતિ-ધર્મ નાશ પામશે; કેમકે નવા દીક્ષિતો શાસ્ત્રચુસ્ત આ-ચાર માર્ગને અભરાઇ ઉપર ચડાવીને ધ્યાનની સાધનાઓ (!) કરવા માટે જ સાધુ બનવાના છે, હાય ! ગ્રહણ શિક્ષા અને આસેવન શિક્ષા વિનાનો મુનિ એટલે એક ફારસ જ ને? એક નાટકીઓ જ ને ?

**[૪] આચારમાર્ગનો નાશ:**—મીટીંગના બહાર પડેલા ૧૫ ફુલસ્કેપના અહેવાલ તરફ નજર કરતાં એકલો જ્ઞાન–પ્રચાર જ દેખાયો. સ્કોલરો, યુનિવર્સીટી, પરિસંવાદો, યુનીવર્સીટીમાં જૈનધર્મની ચેર, મેમોરીઅલો, સાહિત્યપ્રચાર, હસ્તલિખિત સાહિત્યના પ્રદર્શન વગેરે સિવાય કોઈ આ-ચારમાર્ગ કયાં ય જોવા મળતો નથી. શું તપ, જપ, સામાયિક, પૂજા, પ્રતિક્રમણ, પૌષધ, ઉપધાન, ઉજમણું વગેરે ક્રિયાત્મક આચારમાર્ગની જરૂર જ નથી ? અઢી હજાર વર્ષ સુધી અવિચ્છિન્નપણે જે શ્રી જિનશાસન ચાલ્યું છે તે શું આ વિરતિધર્મ પ્રમુખ આચારમાર્ગેથી જ મુખ્યત્વે નથી ચાલ્યું ? જો આ રીતે એકલા જ્ઞાન પ્રચાર તરફ ઝોક અપાશે તો સહજ રીતે ક્રિયાત્મક આચાર

માર્ગ મરવા પડશે. રાષ્ટ્રીય ધોરણે જે કાંઈ લખાશે તે પ્રચારાશે તેનું મહત્ત્વ વધી જશે, તે જ સર્વમાન્ય ગણાશે.

આમ બહુ જ ખૂબીઓથી આ ચાર સાણસા, તીર્થ વગેરેના પ્રાણોને ખતમ કરી દેવાનું કામ કરી જશે. મારું સ્પષ્ટપણે માનવું છે કે આ ઉજવણીમાં જોડાએલો વર્ગ આ નાશ કરવા જોડાયો જ નથી; પરન્તુ આ વિષયના તેમના અજ્ઞાનને લીધે જ તે દોરવાઈ ગયો છે. પેંડો લેવો જતાં સોનાની વીંટી ધરી દેવાનું કાર્ય તો બાળક જ કરે ને ?

આપણે આપણી શાસ્ત્રનીતિ મુજબ ઉજવણી વર્ષો-વર્ષ કરીએ છીએ તેમ કાયમ કરતા રહીશું તો ખૂબીભર્યા આકર્ષક દેખાતા સાણસાઓમાં ફસાઈ જવાનું નહિ બને.

**સવાલઃ-૩** જેને જેમ ઠીક લાગે તેમ મહાવીર નિર્વાણ કલ્યાણક મહોત્સવ ન ઉજવી શકે ? એમાં શાસ્ત્રીય રીતનો જ આગ્રહ શા માટે ? વળી એ રીતે ય મહાવીરનું નામ તો લેશે ? એને નમશે તો ખરા ?

**જવાબઃ**— ધન્યવાદ તમારા પ્રશ્નને....અને તમને....

(૧) ભલા ! હનુમાનજીને સિંદુરથી અને તેલથી પૂજાય, પણ તેથી કાંઈ મહાવીર પરમાત્માનું પૂજન સિંદુરથી ન જ કરવા દેવાય.

(૨) રાષ્ટ્રના વિશિષ્ટ દિન સિવાય ગમે તે દિવસે તમારા ઘર ઉપર તમે રાષ્ટ્રધ્વજ ફરકાવી શકતા નથી.

[૩] સાધુ સંસ્થાનો પ્રાણનાશઃ—આ ઉજવણીનું નિમિત્ત પામીને કામચલાઉ [ ૬, ૧૨ વગેરે મહિનાઓની ] દીક્ષાઓ શરૂ થવાની શકયતા છે. તેના પ્રયોગો પણ શરૂ થઈ ચૂકયા છે. એવા વિધાનો પણ ઘર આંગણેથી જ બહાર પડી રહ્યા છે. આથી સાધુસંસ્થાનું કદ વધશે પરંતુ સાધુત્વનો નાશ થશે. કામચલાઉ દીક્ષિતો પ્રત્યે બહુમાન નહિ રહેતાં વિરતિ-ધર્મ નાશ પામશે; કેમકે નવા દીક્ષિતો શાસ્ત્રચુસ્ત આ-ચાર માર્ગને અભરાઇ ઉપર ચડાવીને ધ્યાનની સાધનાઓ (!) કરવા માટે જ સાધુ બનવાના છે, હાય ! ગ્રહણ શિક્ષા અને આસેવન શિક્ષા વિનાનો મુનિ એટલે એક ફારસ જ ને? એક નાટકીઓ જ ને ?

[૪] આચારમાર્ગનો નાશઃ—મીટીંગના બહાર પડેલા ૧૫ ફુલસ્કેપના અહેવાલ તરફ નજર કરતાં એકલો જ્ઞાન-પ્રચાર જ દેખાયો. સ્કોલરો, યુનિવર્સીટી, પરિસંવાદો, યુનીવર્સીટીમાં જૈનધર્મની ચેર, મેમોરીઅલો, સાહિત્યપ્રચાર, હસ્તલિખિત સાહિત્યના પ્રદર્શન વગેરે સિવાય કોઈ આ-ચારમાર્ગ કયાં ય જોવા મળતો નથી. શું તપ, જપ, સામાયિક, પૂજા, પ્રતિક્રમણ, પૌષધ, ઉપધાન, ઉજમણું વગેરે ક્રિયાત્મક આચારમાર્ગની જરૂર જ નથી ? અઢી હજાર વર્ષ સુધી અવિચ્છિન્નપણે જે શ્રી જિનશાસન ચાલ્યું છે તે શું આ વિરતિધર્મ પ્રમુખ આચારમાર્ગથી જ મુખ્યત્વે નથી ચાલ્યું ? જો આ રીતે એકલા જ્ઞાન પ્રચાર તરફ ઝોક અપાશે તો સહજ રીતે ક્રિયાત્મક આચાર

માર્ગ ભરવા પડશે. રાષ્ટ્રીય ધોરણે જે કાંઈ લખાશે તે પ્રચારાશે તેનું મહત્ત્વ વધી જશે, તે જ સર્વમાન્ય ગણાશે.

આમ બહુ જ ખૂબીઓથી આ ચાર સાણુસા, તીર્થ વગેરેના પ્રાણોને ખતમ કરી દેવાનું કામ કરી જશે. મારું સ્પષ્ટપણે માનવું છે કે આ ઉજવણીમાં જોડાએલો વર્ગ આ નાશ કરવા જોડાયો જ નથી; પરન્તુ આ વિષયના તેમના અજ્ઞાનને લીધે જ તે દોરવાઈ ગયો છે. પેંડો લેવો જતાં સોનાની વીંટી ધરી દેવાનું કાર્ય તો બાળક જ કરે ને ?

આપણે આપણી શાસ્ત્રનીતિ મુજબ ઉજવણી વર્ષોવર્ષ કરીએ છીએ તેમ કાયમ કરતા રહીશું તો ખૂબીભર્યા આકર્ષક દેખાતા સાણુસાઓમાં ફસાઇ જવાનું નહિ બને.

**સવાલઃ—૩** જેને જેમ ઠીક લાગે તેમ મહાવીર નિર્વાણ કલ્યાણક મહોત્સવ ન ઉજવી શકે ? એમાં શાસ્ત્રીય રીતનો જ આગ્રહ શા માટે ? વળી એ રીતે ય મહાવીરનું નામ તો લેશે ? એને નમશે તો ખરા ?

**જવાબઃ**—ધન્યવાદ તમારા પ્રશ્નને....અને તમને....

(૧) ભલા ! હનુમાનજીને સિંદુરથી અને તેલથી પૂજાય, પણ તેથી કાંઈ મહાવીર પરમાત્માનું પૂજન સિંદુરથી ન જ કરવા દેવાય.

(૨) રાષ્ટ્રના વિશિષ્ટ દિન સિવાય ગમે તે દિવસે તમારા ઘર ઉપર તમે રાષ્ટ્રધ્વજ ફરકાવી શકતા નથી.

(૩) સિનેમાનો શો પૂરો થયા બાદ જનગણગીતનું બહુમાન 'સ્થિર ઊભા રહીને' ન જાળવનારને સજા કરવામાં આવી એવા સમાચાર દૈનિક પત્રોમાં આવ્યા હતા.

(૪) નમાઝ જ ઘૂંટણીએ પડીને પઢાય. વીરના મંદિરમાં એવી નમાઝની રીતે બંદગી કરવા દેવાય નહિ.

(૫) કોઈ સંન્યાસીને સાષ્ટાંગ દંડવત્‌થી જ પ્રણામ કરાય; જ્યારે જૈન સાધુને પંચાંગ પ્રણિપાતથી જ વંદના થાય. હવે જૈનશાસન ઓડી બામણીનું ખેતર બન્યું છે. એનું જ આ પરિણામ છે કે ૨૫ મી શતાબ્દિના વીર-કલ્યાણક મહોત્સવની ઉજવણી જપ, પૌષધ, ગણણું વગેરે શાસ્ત્ર વિધિ વિના રાષ્ટ્રીય ધોરણે થવાથી છે. સાચું કહે-નારો વર્ગ ખૂબ નાનો છે. એનો લાભ ઊઠાવવા ઘણો મોટો વિરોધીવર્ગ સજ્જ બની ગયો છે. ઘર પણ ફૂટ્યું છે, ચાદવાસ્થળીનો ભય ડોકાં દઈ રહ્યો છે. બાકી આવા પ્રકારની અશાસ્ત્રીય નીતિ–રીતિવાળી જમનાવાદીઓની રીત–રસમો હરગીજ ચલાવી શકાય તેમ નથી. પરન્તુ મર્દાનગીનાં પાણી જ ઓસર્યાં છે ત્યાં શું થાય ? આ પળે, યાદ આવે છે રાજા ગર્દભિલ્લની સામે બહારવટે ચડેલા યુગપ્રધાન આચાર્ય ભગવંત શ્રીમદ્ કાલકસૂરિજી મહારાજા !

(૬) હવે રહી; વીરનું નામ લેવાની અને નમવાની વાત ભલા ! મંદિરમાં ચોરી કરવા આવતો ચોર પણ 'વીર ! વીર !' બોલતો આવે છે અને વીરને માથું નમાવીને નમે છે. શુ તેમાં ય તમને વાંધો નથી ને ?

કોક તો શાસ્ત્રપ્રેમી જાગો ! ભારતના પુણ્યવંતા વડા-પ્રધાનને જઈને સમજાવો કે, "અમારી શાસ્ત્રનીતિને આથી ઘણી હાનિ પહોંચે છે. કૃપયા, અમારા ધર્મમાં હસ્તક્ષેપ ન કરો." તો મને લાગે છે કે, સંસ્કૃતિના ગૌરવોની વાતો કરતા વડાપ્રધાનશ્રી આ પ્રકારની વિનંતિની હરગીજ અવગણના નહિ કરે; કેમકે તેમણે જ રાષ્ટ્રવ્યાપી ચૂંટણીની પૂર્વસંધ્યાએ આંધ્રમાં તીરુપતિજીના દર્શન કરતા ત્યાંના પૂજારીએ દાખવેલી આચમન, આરતિ વગેરે તમામ વિધિઓનું તે તે વિધિકાળ જાળવીને સંપૂર્ણ પાલન કર્યું હતું. ફાવે તેમ તેઓશ્રી પણ પોતાની અનુકુળતા સાચવીને ત્યાં વર્ત્યા ન હતા. કેટલાક પુણ્યવાન્ 'જૈન બંધુઓને આ રાષ્ટ્રીયધોરણની ઊજવણીમાં શાસ્ત્રોક્ત વિધિઓનું પરિપાલન ન થાય તેમાં આભ તૂટી પડવાનું કશુંય લાગતું નથી; પરન્તુ જો તેઓને જૈન શાસ્ત્રો ઉપર અથાગ બહુમાન હોય તો તેમને જ એમ લાગશે કે અવિધિથી કરાતા ધર્મો વિપરીત ફળો દેનારા બને છે. જો આપણે વાતે વાતે જમાનાની ઓથ લઈશું તો બધી શાસ્ત્રમર્યાદાઓ તૂટી પડે તેવો આ જમાનો આવ્યો છે; તો હવે આપણે જમાનાની ઓથ લઈને કેટલા નીચે ઊતરશું ? એ અધોગમનનો કોઈ આરોવારો નહિ રહે. આથી જ આ જમાનામાં આપણે બધી ધર્મવિધિઓની ચુસ્તતાના આગ્રહી બનીએ એ જ શાસનરક્ષાનું આવશ્યક કર્તવ્ય બની રહે છે.

સવાલઃ—૪ શું હિન્દુઓના મંદિરમાં પ્રવેશવાનો બિન-હિન્દુઓને હક્ક નથી ?

જવાબઃ— ના. તે હુકક કોર્ટે પણ અમાન્ય કર્યો છે. ભિન હિન્દુઓને પણ હિન્દુઓનાં મંદિરમાં પ્રવેશવાનો અધિકાર આપતા તામિલનાડુ મંદિર પ્રવેશ અધિકાર ધારો ૧૯૪૭ ની કલમ આઠ નીચેના એક નિયમને મદ્રાસ હાઇકોર્ટે ગેરબંધારણીય ઠરાવ્યો છે. આવો અધિકાર પ્રાચીન સ્વીકૃત રીવાજોમાં અમાન્ય હતો. આ કાયદા નીચે તામીલનાડુ સરકારે નિયમ–૪–એ ઘડયો હતો. ચુકાદો આપતા ન્યાયમૂર્તિ શ્રી. ટી. રામપ્રસાદરાવે જણાવ્યું છે કે, "હિન્દુઓના મંદિરમાં ભિન હિન્દુઓને પૂજા કરવા માટે નહિ, પણ સહેલાણીઓ તરીકે સ્થાન–નિરીક્ષણનો અધિકાર કદી હતો એમ તો કોઇ ન કહી શકે. હિન્દુ મંદિરો હંમેશાં પૂજાના સ્થળ તરીકે માનવામાં આવ્યા છે. અને આ મંદિરો પ્રત્યેનો પૂજ્યભાવ, તેની સાથે સંકળાએલી વિધિઓ, ક્રિયાઓ વગેરે હિન્દુધર્મનાં ક્રિયાકાંડનો ભાગ બની ગયેલ છે. મસ્જીદોની અંદર પ્રાર્થનાના ખાસ સ્થળમાં ભિન મુસ્લિમોને પ્રવેશવા દેવામાં આવતા નથી, અને તેવી જ રીતે હિન્દુઓનાં મંદિરો તમામ વર્ગના હિન્દુઓનાં આધ્યાત્મિક લાભ માટે જ છે. તે હકીકતનો એ હકારાત્મક નિર્દેશ છે."

મદ્રાસ હાઈકોર્ટનો આ ચુકાદો જૈનો માટે ખૂબ મહત્વ ધરાવે છે. જો હિન્દુધર્મ (વૈદિક ધર્મ) પાળનારાઓના મંદિરોમાં અહિન્દુધર્મીઓને પ્રવેશવાનો પણ અધિકાર નથી તો તે વાત જૈન ધર્મ પાળનારા જૈનોનાં મંદિરોને પણ સમાન ન્યાયથી લાગુ પડી છે.

મારે તો આગળ વધીને એમ કહેવું છે કે જૈન ધર્મ એ જેમ ભગવાન જિને કહેલો હોવાથી જૈન ધર્મ છે તેમ ભગવાન જિનેશ્વરોએ શાસન, સંઘ, સાત ક્ષેત્રની સંપત્તિ અને દ્વાદશાંગી સ્વરૂપ શાસ્ત્ર–એ ચારે ય પ્રકાશ્યા હોવાથી એ પણ જૈનધર્મ જ છે. જિનશાસન એ પણ જૈનધર્મ; જૈનસંઘ એ પણ જૈનધર્મ........વગેરે.

જૈન ધર્મના આ ચારે ય અવિભાજ્ય અંગો છે. એની અંદર પ્રવેશ; એનું પૂજન; એની પ્રભાવના; એનો પ્રચાર વગેરે કાંઈ પણ કરવાની સત્તા જૈનધર્મ પાળનાર જૈનોને જ હોય ને? જેઓ જૈનધર્મ પાળતા નથી એમને એમનો સ્પર્શ કરવાનો પણ અધિકાર કાયદેસર રીતે ન જ હોઈ શકે.

આજે તો સાવ ઊલટી જ ગંગા વહેતી દેખાય છે. જૈન શાસ્ત્રોને, અજૈનોથી મિશ્રિત જૈન કમિટિએ વોલ્યુમોના સ્વરૂપમાં બનાવી દઈને જાહેરમાં મૂકી દેવાનું વિચારી લીધું છે. જૈન સંપત્તિ સ્વરૂપ જૈન તીર્થોને પરદેશીઓને આકર્ષણ થાય; આવનારાઓને તમામ સગવડો મળે; હુંડીઆપણની પણ સરકારને કમાણી મળી જાય એવા "અલ્ટ્રા મોર્ડન" બનાવવાનું નક્કી કર્યું છે.

તે શું આ બધું કાયદાની કોર્ટને માન્ય છે ખરું? જેઓ માંસાહાર કરતા હોય તેઓ પણ જૈન ધર્મને લગતાં કાર્યોની કમિટિમાં સામેલ થઈ શકે ખરા? જેમને જૈન તત્ત્વ-

સાથે જીવનમાં કાંઇ નિસ્બત ન હોય તેવા અજૈનો જૈન શાસનના કાર્યોમાં પ્રમુખ વગેરે પદ શોભાવી શકે ખરા ? હું ધર્મ દષ્ટિએ આ પ્રશ્ન નથી કરતો; પરન્તુ કાયદાની દૃષ્ટિએ પૂછું છું. ત્યાં પણ જો દાદ મળી શકતી હોય તો એમ કહી શકાય કે બહુમતના પૂરમાં તણાતા પ્રવાહમાં નાનકડા પણ સાચા તણખલાને હજી આશ્વાસન લેવા જેવું છે ખરું.

**સવાલઃ ૫.** રાષ્ટ્રીયસ્તર ઉપર ૧૯૭૪ ના નવેમ્બરની ૧૩મી તારીખ ( દિવાળી દિને) થી ઉજવાનારી વીરનિર્વાણની પચ્ચીસમી શતાબ્દિની ઉજવણીનો વિરોધ કરવાને બદલે રચનાત્મક ઉપાયો આપ ન બતાડી શકો ?

**જવાબઃ—** પેટમાં જીવલેણ ગાંઠ હોય ત્યારે ગાંઠનો વિરોધ કરવાને બદલે દૂધ-ઘી જેવા પૌષ્ટિક પદાર્થો લેવાની રચનાત્મક વાતો કેટલી બેહૂદી લાગે ! આગ લાગી હોય ત્યારે તેને બુઝાવી નાખવાની જોર શોરથી રાડો પડવાને બદલે એ જ ઘરમાં બેસીને ગણિતનો કોયડો ઉકેલવાનો રચનાત્મક દેખાતો યત્ન કરતાં બિરાદર કેવા લાગે ?

રાષ્ટ્રીયસ્તર ઉપર જે ઉજવણી થનાર છે તેમાં તીર્થોને અદ્યતન બનાવવા દ્વારા તેની પવિત્રતા નષ્ટ થવાની છે; કામચલાઉ દીક્ષાઓના શ્રીગણેશ થવા દ્વારા શ્રમણસંસ્થાની ઇમારતના પાયા ઉપર ઘા લાગવાના છે. બુદ્ધિજીવી માણસોના વિદ્વત્તાભર્યા પ્રવચનોમાં પરમાત્માને તીર્થંકર, વીત-

રાગ, સર્વજ્ઞ કે ત્રિલોકગુરુ પદથી થતાં સંબોધનોને સ્થગિત કરવાના છે; જૈન ધર્મને માત્ર અઢી હજાર વર્ષ જૂનો સાબિત કરવાનો છે; નવા જમાનાના તત્ત્વો–જેવા કે સ્ત્રીસ્વાતંત્ર્ય (શીલનાશક); જ્ઞાતિજાતિનો નાશ; (બીજ-નાશક); સામ્યવાદ, સમાજવાદ વગેરે સ્વાર્થી હેતુઓને પરમાત્મા મહાવીરદેવના નામ ઉપર ચડાવી દેવાના છે. ચાર ફીરકાની સંસદ, એકતા વગેરે ખીચડાવાદની નીતિ નીચે પ્રાણભૂત સત્યોને ગળે ટૂંપો દેવાનો છે. ચાર ફીરકાની બની ગએલા પ્રતિનિધિઓની એક સંસ્થા ઉભી કરી દેવા દ્વારા ચારે ય ફીરકાના તમામ સંઘોનું સંપૂર્ણ નેતૃત્વ કબજે કરી લઇને શ્રમણ સંસ્થાને નિષ્પ્રાણ કરવાની છે અને જમાનાવાદી જૂઠાણાઓને બહુમતના જોર ઉપર એ સંસ્થા નિર્ણય લઈને ચારે ય ફીરકાના સંઘો ઉપર ઠોકી બેસાડવાની છે. પછી દેવદ્રવ્ય જશે સામાજિક કાર્યોના ઉપયોગમાં, જ્ઞાન–દ્રવ્ય જશે સ્કુલ–કોલેજોમાં.....કશી જ રોકટોક કોઈ કરી શકશે નહિ.

આવી અઢળક સંભવિતતાનો વિરોધ કેમ ન કરવો? જો આનો વિરોધ કરવાને બદલે ૨૫૦૦ મા એ વર્ષને કારણે ૨૫૦૦ સામાયિક કરવાની, ૨૫૦૦ ગરીબોને દાન દેવોની; ૨૫૦૦ દિવસ સુધી અનીતિ નહિ કરવાની, ૨૫૦૦ દિવસ જિનપૂજા કરવાની...વગેરે વગેરે પ્રકારની પ્રતિજ્ઞા કરાવવામાં આવે તો બેશક, એ રચનાત્મક ઉપાય કહેવાય.... હું પણ એમાં આજે જ સામેલ થઈ જઉં, પરંતુ મારા

તૈયાર કરશો પરન્તુ તેથી શું ઉજવણી કમિટિના સંપાદક મંડળ દ્વારા લખાનારા પાંચ વોલ્યૂમોના જમાનાવાદી—અનેક સ્થાનીય શાસ્ત્રબાધિત લખાણો અટકી જશે ખરા ? વળી તમારું વીરચરિત્ર વધુમાં વધુ ત્રણ ભાષામાં છપાઈને ભારતના શહેરોમાં પહોંચશે જ્યારે તેમના વોલ્યૂમો તો સરકારની માન્યતા મેળવીને ભારતની ચૌદ ભાષામાં પ્રગટ થશે, અને છેવટે વિશ્વભરમાં પ્રસરી જશે.

હવે ક્યાં તમારી નાનકડી પીપૂડી કે જે સૂર છેડતી કહે છે કે, "તીર્થંકરદેવ પરમાત્મા મહાવીર અને પરમાત્મા આદિનાથની પૂર્વે પણ અનંતકાળમાં અનંત તીર્થંકરો થયા છે........

અને ક્યાં પેલા વોલ્યુમોના આકાશ ચીરી નાંખતાં ભેરીના અવાજો; જે કહે છે કે, "જૈનધર્મના સ્થાપક મહાવીર સ્વામી હતા !" રચનાત્મક કાર્યની લાગણી ધરાવતા મિત્રો ! મારે તમને એક વાત પૂછવી છે કે, પ્રાણઘાતક દારૂગોળો ભરીને એક ટ્રેઈન નગર તરફ ધસમસતી હોય ત્યારે અનેક લોકોએ તેની આડા સૂઈ જવા દ્વારા તે અટકાવી દેવાના પ્રચંડ વિરોધનું કામ જ કરવું જોઈએ ? કે વિરોધ નહિ કરવાની નીતિ અખત્યાર કરવાનું કોઈ માણસ તમને સમજાવી દે; અને રચનાત્મક કોઈ કાર્યના ચૌદમી સદીના નાનકડા બેલગાડામાં તમને બેસાડી દે તો તમે મૂર્ખ બન્યા કહેવાઓ કે નહિ ?

શાકાહારના પ્રચારના રચનાત્મક (!) ગાડામાં ખમીરવંતી દયાળુ ભારતીય પ્રજાને બેસાડી દઈને, માંસાહારના સમર્થકોએ માંસાહાર પ્રચારની ટ્રેઇનને સો સો માઈલના ભયંકર વેગથી દોડાવી જ મારી છે ને ?

શાકાહારનો રચનાત્મક પ્રચાર કરવા કરતાં માંસાહારનો ખંડનાત્મક સખ્ત વિરોધ કરવો એ જ આપણું કર્તવ્ય હતું. પણ અફસોસ ! આપણે બસ ચૂકી ગયા !

રાષ્ટ્રીયસ્તરની ઉજવણીની ટ્રેઇનમાં જિનશાસનને છિન્નભિન્ન કરીને ખતમ કરી નાંખે તેવો ભયંકર દારૂગોળો પડેલો છે. એ ટ્રેઇનને દોડતી અટકાવવી એ જ આપણો પરમ ધર્મ છે, આમ ન કરતાં જો રચનાત્મક વાતોના વમળમાં અટવાઈશું તો વિરોધ કરવા અંગેની આપણી નિષ્ક્રિયતા જ એ પાપોને વેગ આપશે.

હાય ! રાષ્ટ્રીય કક્ષાએ આપણું જ ખૂન કરવા તૈયાર થતી છરી, આપણા જ હાથે ધારદાર બનાવાશે !

સાબદા બનીએ......ઉજવણીના એ લોભામણા ગેસચેંબરોનું વિસર્જન કરીએ...તેમ ન થાય તો આપણે તેમાં ફસાવાનું ત્યાગીએ તો ય થોડોક લાભ તો છે જ. જે ફીરકો તેમાં ભળશે તેને જ નુકશાન થશે. જે નહિ ભળે તે જરૂર ઉગરી જશે, આગ તો બુઝાવવી જ સારી, ભલે ને તે ખંડનાત્મક કાર્ય ગણાતું હોય; તેમાં પેટ્રોલ તો નંખાય નહિ; પછી ભલે તે મંડનાત્મક કાર્ય ગણાતું હોય.

શાસન પ્રેમીઓ! રચનાત્મક નીતિના (Positive approqch) ગર્ભમાં પડેલાં દાવપેચોના દારૂગોળાને સારી રીતે જોઈ લેજો. અને પછી પૂરી તાકાતથી ધર્મધ્વંસી આક્રમણને લડત આપજો....અંતે તો વિજય આપણો છે; આપણો જ છે.

**સવાલઃ**– ૬ રાષ્ટ્રીયસ્તરની ઊજવણીના વિરોધના કારણો સંક્ષેપમાં જણાવશો ?

**જવાબઃ**— (૧) શાસ્ત્રોમાં જણાવેલી કલ્યાણક ઊજવણી અંગેની તપ-જપ, પૌષધ વગેરે એક પણ વિધિ રાષ્ટ્રીય ઉજવણીના સ્તર ઉપર જોવાય મળવાની નથી. રાષ્ટ્રીય ગીત તરીકે સ્વીકારાએલા જન ગણ મન ગીતનો રાગ પણ ચોક્કસ થયેલો છે. તેમાં શબ્દનો ય ફેરફ કરી શકાતો નથી, અન્યથા રાષ્ટ્રદ્રોહ ગણાય છે તો અવિધિપૂર્વકના આપણા અનુષ્ઠાનો જાણી-બૂઝીને કરવાસાં (ધાર્મિક સ્વાતંત્ર્ય આપવા બંધાએલી) ભારત સરકાર ધર્મદ્રોહ કેમ કરી શકે ?

(૨) આ નિમિત્તે પાવાપુરીજી વગેરે તીર્થોમાં સરકાર લાખો રૂપીઆ ખર્ચીને સંપૂર્ણપણે અદ્યતન (હવા ખાવાના સ્થળો !) બનાવવા માંગે છે. આમ થતા આપણા તીર્થોની પવિત્રતા (તીર્થત્વ) ખતમ જ થઈને રહેશે.

(૩) આ નિમિત્તે જે પાંચ વોલ્યૂમો પ્રગટ થવાના છે તેનું જે સંપાદક મંડળ ... ...નાની વિચારસર-

ણીને ચુસ્તપણે ધરાવે છે. મુનિજીવનમાં ધન અને સ્ત્રીના ત્યાગ સંબંધમાં છૂટછાટો સૂકવાની, ઉત્તરાધ્યયન સૂત્રના પ્રત્યેક અક્ષર ઉપરના વિશ્વાસને અંધવિશ્વાસની વાતો આ સંપાદકોએ કરેલી છે, શું પ્રાચીન વીરચરિત્રના આધારે જ એક સુંદર વીર ચરિત્ર આ લોકોથી લખાવી શકાય તેમ ન હતું ?

(૪) ચારે ફીરકાને અનુકૂળ રહે એ રીતે આ વોલ્યૂમો લખાવવાની મૈત્રીને (!) નીતિના નામ નીચે શાસ્ત્રના મૂળભૂત તત્ત્વોના સત્યને 'સત્ય' તરીકે કહેવાની નીતિનો પરિત્યાગ કરવામાં આવ્યો છે. આમાં મહાવીરદેવ શું માને છે. તે સત્યની કબર ખોદાશે અને ચાર ફીરકાઓ શું માને છે તેટલું જ માત્ર રજૂ થશે. શું આ નીતિ કોઈ પણ સંયોગમાં યોગ્ય છે ? આના કરતા તો ચારે ય ફીરકા પોતપોતાની માન્યતાઓને શાસ્ત્રપાઠો સાથે રજૂ કરીને ગ્રન્થ તૈયાર કરે તે હજી ઉચિત ગણાય; કેમકે મહાવીર દેવના સત્યને જીવાડવાનો ક્યાંક તો અવકાશ ઊભો રહેશે.

(૫) ચાર ફીરકાની જે એકતા–સમિતિ ( કે સંસદ ! ) આ નિમિત્તે આપ મેળે સંઘો અને શ્રમણો પાસેથી માન્યતા મેળવ્યા વિના ઊભી થઈ છે, તે કાયમી બનશે અને ફાવે તેવા–મન-ઘડંત અશાસ્ત્રીય નિર્ણયો ( દેવદ્રવ્યને સમાજ કલ્યાણમાં, જ્ઞાનદ્રવ્યને સામાજીક શિક્ષણમાં લઈ જવાના; બાળદીક્ષા બંધ કરવાના; શ્રમણસંઘ ઉપર વર્ચસ્વ જમાવવાના, તીર્થોને

વહેંચી લેવાના વગેરે....) બહુમતનાં જૂઠા જોર ઉપર લેશે; અને ચારે ય ફીરકાના સંઘો ઉપર તે નિર્ણયો ઠોકી બેસાડશે, જેનાથી જિનશાસનને ભયંકર આઘાત પહોંચશે.

(૯) ઊજવણી કરનાર રાષ્ટ્રીય સરકારને પરમાત્મા મહાવીરદેવ ઉપર ખરેખર હેત ઉભરાતું હોય તો શા માટે તે ત્રિલોકગુરુના નામ ઉપર ઉજવણી-વર્ષે ભારતમાંથી કાયમ માટે કતલખાના, માંસાહાર, દારુ, સિનેમા, દુરાચાર પોષક સાધનો ( કે તેમાંના કોઇ પણ એક) નો ફેંસલો દેવાનો નિર્ણય જાહેર કરતી નથી? જો આમાનું કાંઈ જ કરવાનું ન હોય તો અહિંસા કે સ્યાદ્વાદ ઉપર ભાષણો તો એ પરમાત્માની મહામશ્કરી રૂપ જ સાબિત થવાના છે. રે! આ ઊજવણી પ્રસંગે જે વિદેશી આમન્ત્રિતો આવશે તે બધાયને દિલ્હીની અશોક હોટલમાં માંસ-ભોજન આપવાની કમનશીબ ફરજ પડશે.

## સાધર્મિક બંધુઓ!

રચનાત્મક કાર્યો કરવાના પ્રલોભમાં ફસાશો નહિ. જો તે તરફ આપણી શક્તિઓને વાળશું તો ઉપર જણાવેલા ભયંકર નુકશાનોને રોકવા માટેનો સખ્ત વિરોધ કરવા તરફ આપણી ઉપેક્ષા થશે. એથી એ નુકશાનો થઇને જ રહેશે. માટે સૌ પ્રથમ તો સખ્ત વિરોધ જ કરવો જોઇએ. પેટમાં કેન્સરની જીવલેણ ગાંઠથી પિડાતો માણુસ દૂધ-ઘી ખાવાનં રચનાત્મક કાર્ય કરે તેથી વહેલો મરી જાય. માટે

ણીને ચુસ્તપણે ધરાવે છે. મુનિજીવનમાં ધન અને સ્ત્રીના ત્યાગ સંબંધમાં છૂટછાટો મૂકવાની, ઉત્તરાધ્યયન સૂત્રના પ્રત્યેક અક્ષર ઉપરના વિશ્વાસને અંધવિશ્વાસની વાતો આ સંપાદકોએ કરેલી છે, શું પ્રાચીન વીરચરિત્રના આધારે જ એક સુંદર વીર ચરિત્ર આ લોકોથી લખાવી શકાય તેમ ન હતું ?

(૪) ચારે ફીરકાને અનુકૂળ રહે એ રીતે આ વોલ્યૂમો લખાવવાની મૈત્રીને (!) નીતિના નામ નીચે શાસ્ત્રના મૂળભૂત તત્ત્વોના સત્યને 'સત્ય' તરીકે કહેવાની નીતિનો પરિત્યાગ કરવામાં આવ્યો છે. આમાં મહાવીરદેવ શું માને છે. તે સત્યની કબર ખોદાશે અને ચાર ફીરકાઓ શું માને છે તેટલું જ માત્ર રજૂ થશે. શું આ નીતિ કોઈ પણ સંયોગમાં યોગ્ય છે ? આના કરતા તો ચારે ય ફીરકા પોતપોતાની માન્યતાઓને શાસ્ત્રપાઠો સાથે રજૂ કરીને ગ્રન્થ તૈયાર કરે તે હજી ઉચિત ગણાય; કેમકે મહાવીર દેવના સત્યને જીવાડવાનો ક્યાંક તો અવકાશ ઊભો રહેશે.

(૫) ચાર ફીરકાની જે એકતા–સમિતિ ( કે સંસદ ! ) આ નિમિત્તે આપ મેળે સંઘો અને શ્રમણો પાસેથી માન્યતા મેળવ્યા વિના ઊભી થઇ છે, તે કાયમી બનશે અને ફાવે તેવા–મન. ઘડંત અશાસ્ત્રીય નિર્ણયો ( દેવદ્રવ્યને સમાજ કલ્યાણમાં, જ્ઞાનદ્રવ્યને સામાજીક શિક્ષણમાં લઈ જવાના; બાળદીક્ષા બંધ કરવાના; શ્રમણસંઘ ઉપર વર્ચસ્વ જમાવવાના, તીર્થોને

વહેંચી લેવાના વગેરે....) બહુમતનાં જૂઠા જોર ઉપર લેશે; અને ચારે ય ફીરકાના સંઘો ઉપર તે નિર્ણયો ઠોકી બેસાડશે, જેનાથી જિનશાસનને ભયંકર આઘાત પહોંચશે.

(૬) ઊજવણી કરનાર રાષ્ટ્રીય સરકારને પરમાત્મા મહાવીરદેવ ઉપર ખરેખર હેત ઉભરાતું હોય તો શા માટે તે ત્રિલોકગુરુના નામ ઉપર ઉજવણી–વર્ષે ભારતમાંથી કાયમ માટે કતલખાના, માંસાહાર, દારુ, સિનેમા, દુરાચાર પોષક સાધનો ( કે તેમાંના કોઇ પણ એક ) નો દેશવટો દેવાનો નિર્ણય જાહેર કરતી નથી ? જો આમાનું કાંઈ જ કરવાનું ન હોય તો અહિંસા કે સ્યાદ્વાદ ઉપર ભાષણો તો એ પરમાત્માની મહામશ્કરી રૂપ જ સાબિત થવાના છે. રે ! આ ઊજવણી પ્રસંગે જે વિદેશી આમન્ત્રિતો આવશે તે બધાયને દિલ્હીની અશોક હોટલમાં માંસ–ભોજન આપવાની કમનશીબ ફરજ પડશે.

## સાધર્મિક બંધુઓ !

રચનાત્મક કાર્યો કરવાના પ્રલોભમાં ફસાશો નહિ. જો તે તરફ આપણી શક્તિઓને વાળશું તો ઉપર જણાવેલા ભયંકર નુકશાનોને રોકવા માટેનો સખ્ત વિરોધ કરવા તરફ આપણી ઉપેક્ષા થશે. એથી એ નુકશાનો થઇને જ રહેશે. માટે સૌ પ્રથમ તો સખ્ત વિરોધ જ કરવો જોઇએ. પેટમાં કેન્સરની જીવલેણ ગાંઠથી પિડાતો માણુસ દૂધ–ઘી ખાવાનું રચનાત્મક કાર્ય કરે તેથી વહેલો મરી જાય. માટે

ગાંઠનો વિરોધ જ (ગાંઠના ઓપરેશન સ્વરૂપે) પ્રથમ કર્તવ્ય બની રહે છે.

**સવાલ :–૭.** તીર્થંકર પરમાત્મા મહાવીરદેવની પચ્ચીસમી શતાબ્દિની રાષ્ટ્રીય સ્તર ઉપર થનારી ઉજવણીનો વિરોધ કરનાર જવાબદાર વ્યક્તિઓમાં આપનું સ્થાન ક્યાં ગણી શકાય ?

**જવાબઃ–** મારું સ્થાન મકાનના પ્રવેશદ્વારે બેઠેલા કુતરાનું છે. કુતરાનું કામ ભસવાનું છે. કોઈ પણ અનિચ્છનીય વ્યક્તિનો મકાનમાં પ્રવેશ થતો દેખાય એટલે કુતરો ભસવા લાગે અને એ રીતે પોતાના શેઠને સજાગ થઈ જવાની ખબર આપે. એટલું થતાં જ કુતરાનું કામ પૂરું થાય છે. ત્યાર પછી મકાન–માલીક શેઠને પેલી આગંતુક વ્યક્તિ સાથે લડાઈ કરવી છે કે એનો ભાવભર્યો સત્કાર કરીને તાજા ગુલાબજાંબૂની 'ડીશ' ખવડાવવી છે એ તો શેઠ જાણે. એ નિર્ણય કરવાનું કામ કુતરાનું નથી.

શ્રી જિનશાસન એ મકાન છે. એની અંદર રહેતા પૂજ્યપાદ તમામ આચાર્ય ભગવંતો એના શેઠ છે. મારું કામ એક અદના મુનિ તરીકેનું–શ્વાનનું (કે ગુપ્તચરનું) છે. જિનશાસનના અદ્ભુત મકાનના પ્રવેશદ્વારે ખડા રહેતાં રાષ્ટ્રીય ઉજવણીના આગંતુકમાં મને અનિચ્છનીયતા દેખાઈ એટલે મેં તરત મારું કામ જોરશોરથી ઉપાડ્યું. હવે આટલું કર્યા પછી પણ અમારા મકાન–માલિક શેઠ નિષ્ક્રિય–

બની રહેવા માગતા હોય કે એ આગંતુકને મિત્ર તરીકે અથવા મહાઉપકારી સ્વજન તરીકે સત્કારવા માંગતા હોય તો તેમાં મારાથી બીજું શું થઈ શકે ?

મારા ઘણા મોટા પુણ્યના ઉદયે આ જિનશાસનના મકાનનો શ્વાન ( ચોકીદાર ) બનવાનું સદ્ભાગ્ય પામ્યો છું. પણ તે શેઠનું સ્થાન પામેલા પૂજ્યપાદ આચાર્ય ભગવંતોના સદ્ભાગ્યનો તો કોઇ આરોવારો નથી. હવે આ મહાભાગ્યવંતોને પોતાની જબરદસ્ત જવાબદારીનો ખ્યાલ રહે અને તેઓ સ્વ-કર્તવ્યને પરાયણ બની રહે એ જ આવશ્યક છે.

આ એવી તે કાંઈ અઘોર રાત્રિનો સમય આવી લાગ્યો નથી કે બધા પુણ્યવાનો ઘસઘસાટ ઊંઘમાં પડયા હોય. હા.......જો તેમ હોત તો શ્વાનની જવાબદારી ઘણી મોટી થઇ પડત, આગંતુકને બચકું ભરીને ય અટકાવવો પડત. પણ ના.... એ કેટલાક મહા-ભાગ્યવંતો સજાગ દેખાય તે છે જ. તે કૃપાળુઓ પૂરા સજાગ થઈ જાય એટલે શ્વાનનું કાર્ય પૂરું થાય.

સવાલઃ- ૮ તપાગચ્છના ઘરનાં પ્રશ્નો પતાવવાં પહેલી જરૂર લાગતી નથી ?

જવાબઃ- અવશ્ય.

જ્યાં સુધી ઘરના પ્રશ્નો સળગેલાં જ રહેશે ત્યાં સુ જિનશાસનનું એક પણ મહત્ત્વનું કાર્ય થવાનું ખૂબ

મુશ્કેલ છે. ઘરના પ્રશ્નોએ ઘરમાં જે ભંગાણુ સર્જ્યું છે એનો જ વધુ લાભ જમાનાવાદી બુદ્ધિજીવી લોકો લઈ રહ્યા છે. જો આપણું ઘર સંગઠિત હોય તો તો મજાલ જ ન હતી મોટા ભૂપની કે આપણા નેતાને પૂછયા વિના એ પાણી પણ પી શકે.

છતાં ય અત્યારે તો અત્યંત કમનશીબ સ્થિતિમાંથી· સંઘ પસાર થઈ રહ્યો છે. ઊંડાણુથી વિચાર કરતાં તો એમ લાગી જાય છે કે આપણે ભંગાણુને આરે આવીને ઊભા રહ્યા હશું.

ગમે તેમ હો; ઘરના પ્રશ્નોને તો ઉકેલવા જ જોઈશે. પરંતુ તે પ્રશ્ન ન ઊકલે એટલા માત્રથી બાહ્ય આક્રમણોની સામે નિષ્ક્રિય બનીને બેસી તો ન જ રહેવાય.

એ આક્રમણોના નિમિત્તે પણ જો આપણે સંગઠિત બની શકતા હોઈએ તો તે ય ખૂબ જ આવકારદાયક બીના ગણાય; કેમકે એ જ સંગઠનનો આંતરપ્રશ્નોના ઉકેલમાં પણ વળાંક આપી શકાશે.

વસ્તુતઃ આંતર પ્રશ્નોના ઉકેલ માટે સંગઠન કરતાં ય વધુ મહત્ત્વની જરૂર છે.

આંખમાં અમીની........

ચાર આંખમાં અમી ઉત્પન્ન થઈ જશે તો વગર સંમેલને સંગઠન થઈ જશે. દરેક શાસન પ્રેમીએ ઉચિત

રીતે અમીનું ઉત્પાદન કરવાના કામમાં આજથી જ લાગી જવું જોઇએ. ભલે હજી બીજા પાંચ વર્ષ આવા જ દુઃખદ પસાર થાય અને એથી ભલે હજી નવા ૫-૧૦ આંતરવિગ્રહો જાગી પડે.

પરંતુ જો આજથી આંખે અમીનું ઉત્પાદન ચાલુ થઇ જશે તો પાંચ વર્ષ બાદ એકી સાથે ઘણા બધા પ્રશ્નોનો ઉકેલ આવશે; અને બધા ય આંતરવિગ્રહો એક જ રાતમાં શાન્ત પડી જશે.

**સવાલઃ-** ૯ શાસનના વિરાટ પ્રશ્નોમાં તમે આટલો રસ કેમ લો છો ?

**જવાબઃ-** ભલા! શુભ કાર્યમાં દરેકે યત્ન કરવો જોઇએ. એમાં ય શાસ્ત્રકાર ભગવંતોની તો આજ્ઞા છે કે શાસન ઉપરના આક્રમણોને ખાળવાની શક્તિ જેનામાં, જેટલી હોય તે બધી શક્તિ કામે લગાડવી જોઇએ; પછી તે નાનો હોય કે મોટો? સાધુ હોય કે સંસારી? એ ગૌણ બાબત છે.

પચાસ માઈલની સ્પીડથી મેઈલ-ટ્રેન ધસમસતી આવી રહી છે અને તે વખતે ફાટકનો સાંધાવાળો ઊંઘે છે. ફાટક પાસે જ એક રબારીનો દીકરો બકરાં ચરાવી રહ્યો છે. તેણે જોયું કે કોઈ નક્ષલવાદીએ પાટાના સ્ક્રુ કાઢી નાંખ્યા છે.

હવે કરવું શું? 'આ તો સાંધાવાળાનું કામ છે.' એમ વિચારીને ઉપેક્ષા કરતા જાય તો સેંકડો માણસોની

જાનહાનિ થાય. એટલે અગમચેતી વાપરીને તરત જ તે રબારીએ માથે લપેટેલું લાલ ફાળીયું ડાંગ ઉપર ચડાવી દઈને તેને જ, લાલ ઝંડાની જેમ દેખાડવા લાગ્યો. દૂરથી આવી રહેલા મેઈલના એન્જીન ડ્રાઈવરે આ જોયું અને તરત મેલને થંભાવી દીધો. જીવલેણ હોનારતમાંથી સહુ ઊગરી ગયા.

બંધુઓ! હું ભલેને રબારીના સ્થાને હોઉં; પણ ક્યારેક આવો પ્રસંગ પણ બને તો મારી પણ ફરજ થઇ પડે કે મારે તે હોનારત અટકાવવી જોઈએ. તેમાં કાંઈ નાના મોટાનો સવાલ આડે આવી શકે જ નહિ.

**સવાલ :**–૧૦ રાષ્ટ્રીય ઊજવણી થઈને જ રહેશે તો?

**જવાબ :**–એ તો જે જ્ઞાનીએ દીઠું હશે તે થશે જ; એને અન્યથા કરી દેવાનો દાવો કોઈ કરી શકે નહિ. બાકી એક વાત ચોક્કસ છે કે જિનશાસનના અહિતોને માત્ર લાચારીથી જોયા જ કરવાનું તો લગીરે પરવડે તેમ નથી. આ ઘણું મોટું અહિત જણાયું છે માટે આટલું બૂમરાણ મચાવ્યું છે; છતાં ય જો એ અહિત થઈને જ રહેવાનું હશે અને શાસનની ઈમારત ભાંગીને ભંગાણ પામવાની હશે તો ખામોશ! એ ભંગાણમાંથી પણ ભવ્ય સર્જન કરવાની પૂરી ખ્વાહેશ છે. હતાશા અને નિર્માલ્યતા આ લલાટે ક્યાં ય કદી લખાઈ નથી.

કોણ જાણે? ભવિતવ્યતાના ગણિતમાં કેટલા ઊંડા રહસ્યો છુપાયા હશે?

શી ખબર ? આ ય બધું કદાચ સારા જ માટે બની રહ્યું હોય તો ?

રોગ બરોબર ઉગ્રતા દાખવે ત્યારે જ ડોકટરોની દોડધામ થાય છે ને ?

મર્દોની મર્દાનગીને જગાડી દેવા માટે જ કદાચ આ હોનારત કેમ નિમિત્ત ન બનતી હોય ? અને એ રીતે જાગી જનારા શાસન–સુભટોની જવાંમર્દીમાં જ યુગપ્રધાન સૂરિ-ભગવંતોના ભવ્યતમ ભાવીના એંધાણ કેમ ન પડયા હોય ?

શી ખબર ? કદાચ આ હોનારતના તણખાં જ અને-કોનાં અંતરને સળગાવી મૂકનારા બની જાય. અને એ એકેકી આગમાંથી એકેકી આગભરી પુણ્યવંતી પ્રતિભા ખડી થઈ જાય.

માટે જ માથે કોઈ વાતનો ભાર નથી; કશી ચિંતા નથી.

જીવીને ય કરવી છે; એક માત્ર શાસન સેવા.

મરીને ય કરવાની છે એજ શાસન સેવા; દેવ થઈને કે ભૂત થઈને પણ.

**સવાલ :**–૧૧ રાષ્ટ્રીય ઊજવણીનો વિરોધ કરનારા-ઓની સંખ્યા ખૂબ જ જૂજ નથી ?

**જવાબ :**–ભલા ! જૈન શાસનમાં બહુમતિ કે લઘુમતિનું માપ ક્યારે ય પ્રસરેલું સાંભળ્યું છે ખરું ? આ તો

જમાનાવાદી મગજનો જૂઠો મેનીઆ છે. બાકી જંગલમાં ય શીઆળોની જ સંખ્યા જંગી બહુમતિમાં હોય છે; સિંહના તો ટોળાં ક્યાં ય કોઈએ જોયા–સાંભળ્યા નથી.

ગગનમાં તારલા કેટલા? અને ચાંદ કેટલા? વળી સૂરજ કેટલા?

નિર્માલ્યોની બહુમતિ કરતાં મર્દની લઘુમતિ વિજયવંતી છે.

બે હાથ કરતાં એક માથાનું મૂલ્ય ઘણું છે.

૭૦ અક્ષૌહિણી સેનાની સામેના પલ્લામાં એક જ શ્રીકૃષ્ણ મુકાયા હતા ને?

હકીકતમાં તો વિરોધ પક્ષે જૂજ સંખ્યા છે પણ નહિ. ભારતના લગભગ ૬૨૫ સંઘોના સર્વાનુમતે વિરોધ ઠરાવો ઊજવણીના અગ્રણી આયોજકોને ક્યારના મોકલાઈ ગયા છે. પરન્તુ એની નોંધ લેવા જેટલી શિષ્ટતા એ આયોજકોમાં નથી.

વળી આ વિરોધમાં અમને 'જૂજ' સમજશો પણ નહિ. અમારા પક્ષે અનંતાનંત પંચ પરમેષ્ઠી ભગવંતો છે.

વસ્તુતઃ સત્યને તો કોઈ પક્ષની જરૂર જ નથી; તેને કોઈ પક્ષ જ નથી. તે તો તેના સ્વયંભૂ બળે ખડું હોય છે; જગતમાં દીપતું હોય છે. તર્કો, વિદ્વત્તાઓ, સત્તાની ખુરશીઓ અને સંપત્તિની આસુરી શક્તિઓના

જંગી ખડકલાથી 'સત્ય' નો પ્રાણ કોઇથી કદી ગૂંગળાવી શકાતો નથી.

સત્ય કદી મરતું નથી, એ અમર છે.

**સવાલ:**– ૧૨ વીરનિર્વાણની પચ્ચીસમી શતાબ્દિની ઉજવણીના રાષ્ટ્રીયસ્તરનો તમે સખ્ત વિરોધ શા માટે કરો છો ?

**જવાબ:**—કેમકે તેના બધા ય કાર્યક્રમોમાં મને વિરતિધર્મની સંપૂર્ણપણે અવગણના દેખાય છે; અને શ્રમણસંસ્થાને પચ્ચીસ જ વર્ષમાં તદ્દન નિષ્ક્રિય અને નિષ્પ્રાણ બનાવી દેતી જાણે કે અજાણે-યોજનાઓ આકાર પામેલી દેખાય છે.

બાલકેન્દ્રો, વનસ્થલી, સાંસ્કૃતિક ભવન, વૈશાલિનું ઇન્સ્ટીટ્યૂટ, નવી સ્થપાતી બુદ્ધિજીવી, વિદ્વાન્ જૈનોની રાષ્ટ્રીયસભા, ફીલ્મો અને સ્લાઇડોના નવીનતમ માધ્યમથી ધર્મપ્રચાર, ટેલિવિઝન ઉપરના કાર્યક્રમો; પરદેશોમાં જૈનધર્મનો પ્રચાર, યુનીવર્સીટીમાં જૈનતત્ત્વજ્ઞાનની 'ચેર' વગેરે વગેરે પ્રત્યેક બાબત એવી છે જેમાં નથી તો લેશમાત્ર વિરતિધર્મનું લક્ષ; નથી કયાં ય તમામ શ્રમણોનું સંગઠિત માર્ગદર્શન !

ચાર બુદ્ધિજીવી જમાનાવાદીઓ ભેગા મળીને નાવડું હાંકી જાય એ લગીરે ચલાવી લેવાય નહિ. આ કાંઈ

રમકડું નથી કે જેને જેમ ફાવે તેમ તેની સાથે રમત કરે.

વિરતિધર્મની ઉપેક્ષા અને સર્વવિરતિધરોની અવ-ગણના વિરતિ ધર્મને અને શ્રમણજીવનને ધક્કો લગાડીને જ રહેશે. શ્રામણ્ય વિનાના જિનશાસનની હસ્તીની કલ્પના પણ કરી શકાય તેમ નથી. કેમકે જિનશાસનનો પ્રાણ શ્રામણ્ય જ છે.

નહેરૂ યુવક કેન્દ્ર નીચે ચાલનારા બાલકેન્દ્રો, બુદ્ધિજીવી જમાનાવાદી બંધુઓના આધિપત્ય નીચે ચાલનારું દિલ્હી સાંસ્કૃતિક ભવન અને રાષ્ટ્રીયસભા, શ્રદ્ધાહીન કેટલાક લેખકો દ્વારા લખાતા વોલ્યૂમો અને સ્લાઈડોના નવીનતમ માધ્યમ સાથે ધરતી ઉપર ઘૂમનારા પ્રચારકો વગેરેમાં કયાં ય 'વિરતિ ધર્મ' નો પ્રેમ, પક્ષપાત, બહુમાન દેખાય છે ખરાં ? રે ! એની તો સ્પષ્ટ અવગણના દેખાય છે ! એસ્તો એની હાંસી છે ! એમાં જ જિનધર્મની અવહીલના છે !

બુદ્ધિજીવી બંધુઓ આધુનિક શિક્ષણને પામ્યા છે; એ શિક્ષણે એમનું 'બ્રેઈન વોશ' કર્યું છે. એટલે આટલી સીધી સાદી વાત એમના મગજમાં ઉતારી દેવાનું કામ પણ મુશ્કેલ બન્યું છે. પણ જો વિરાટ જાગે....તો એ ય મુશ્કેલ નથી.

**સવાલ :–૧૩.** 'જૈનશાસન એકવીસ હજાર વર્ષ સુધી અવિચ્છિન્નપણે રહેવાનું છે,' એવા શાસ્ત્રવચનમાં આપની શ્રદ્ધા ડગી ગઈ છે ?

જવાબઃ- ના...જરાય નહિ. જિનશાસન ઉપરની
ઈ આફતને જોઈને હું જરા જોરથી હાકોટા પાડવા લાગું
સખ્ત લખાણ કરું તે તો જાગૃતિ લાવવા પૂરતું છે; બાકી
મારા હૈયે એ શ્રદ્ધા અવિચલપણે પ્રતિષ્ઠિત થએલી જ
છે. પરન્તુ જેટલી એ વાત નિશ્ચિત છે એટલી એ વાત
પણ નિશ્ચિત હોઇ શકે ને કે આવનારી આફતો સામે
હાકોટા પાડનારાઓ પણ જાગવાના છે અને કેટલાક બંધુઓ-
ને જગાડવાના પણ છે. અઢી હજાર વર્ષ સુધી અવિચ્છિ-
ન્નપણે જે જિનશાસન ચાલ્યું છે તે તરફ નજર કરશો તો
એ વાત પણ જણાશે કે આવતાં આક્રમણોને પડકારના-
રાઓ પણ સતતપણે થતા રહ્યા છે.

વળી પાંચમા આરાના છેડાના સાવ ઘસાઈ ગએલા
કાળમાં એક જ સાધુ, એક જ સાધ્વી, એક જ શ્રાવક
અને એક જ શ્રાવિકામાં પણ શાસનને જયવંતુ માની
શકાય કેમકે તે છેડાના સમયમાં આટલું ય ઘણું ગણાય.
પરન્તુ તેવી કે તેના જેવી સ્થિતિ આજે જ થાય-એ,
પાંચ હજારની સંખ્યાનો જ ચતુર્વિધ સંઘ આજે જ
થઈ જાય-તો ય શું આપણે તેમાં જિનશાસનને જયવંતુ
જોવું છે?

હજી તો પૂરબહાર ખીલવાની છે; જિનશાસનના બાગની;
અને બગાવતીઓનાં દાંત ખાટાં કરી દે તેવી ધમધણાટી
બોલાવવાની છે; એના રખોપાંઓને....એવી ધન્યાતિધન્ય
સ્થિતિ પામનારા જિનશાસનને આજના આક્રમકોથી શા
માટે ધક્કો લાગવા દેવો? એના રખેપાં શા માટે એવા

આશ્વાસન લઈને સુખે શ્વાસ લે? શા માટે આક્રમકોને ન પડકારે? એવા પડકારોની ભાષામાં થોડો વધુ તમતમાટ આવી જાય તો તેમાં નવાઈ પણ શું છે? રાષ્ટ્રીયસ્તરની શતાબ્દિ ઊજવણીમાં ક્યાંક તો મને બતાડો; વિરતિધર્મનું બહુમાન, શ્રમણ ભગવંતોનું ગૌરવ; સમ્યગ્દર્શનની નિર્મળતા કરતું આયોજન? ત્યાં તો છે ટેલીવીઝન, ફીલ્મો, સ્લાઈડો, રેડિઓ, પરિસંવાદો, રાષ્ટ્રીયસભા, બુદ્ધિજીવી જમાનાવાદી લેખકોના હાથે લખાતાં વોલ્યૂમો વગેરે નવીનતમ (!) માધ્યમો છે; જૈનધર્મને નવી દિશા અને નવી પ્રગતિ આપવાની હિમાયતો છે. વિરતિધર્મના સાક્ષાત્ કે પરંપરાના પણ માધ્યમ વિનાની આ ઊજવણી જૈનશાસનનું અંશતઃ પણ નિર્વાણ કરવાનું જ સામર્થ્ય ધરાવતી નથી શું? 'વિરતિ' વિનાના જૈનશાસનની કલ્પના ય થઈ શકે ખરી? તો વિરતિના ઉલ્લેખ વિનાની ઉજવણીને શી રીતે અનુમોદન આપી શકાય? મને તો લાગે છે કે પૂજનીય આચાર્યભગવંતોએ આ રાષ્ટ્રીયસ્તરની ઉજવણીનો સખ્ત વિરોધ કરવો જ જોઈએ. આ મહાપુરૂષોનું સંગઠિત પુણ્યબળ આપણને સફળતા બક્ષીને જ જંપશે.

સવાલઃ-૧૪ વીર-નિર્વાણની ૨૫મી શતાબ્દિની ઉજવણી જૈનો ભલે એમની શાસ્ત્રીય રીતે કરે પણ અજૈનો માટે તો તે રીતનો આગ્રહ ન જ જોઈએ ને?

જવાબ- એક ચુસ્ત જૈનધર્મી પોતાના ઘરમાં જો માંસાહાર કે રાત્રિભોજન નથી કરતાં તો પોતાના ઘરે

આવેલા અજૈનને પણ માંસાહાર કે રાત્રિભોજન કરાવતા નથી. યજમાનની રીતે જ મહેમાને રહેવું જોઈએ. ઈન્ડોનેશીઆમાં એવો રીવાજ છે કે બે સ્નેહીજનો ભેગા મળે ત્યારે બન્ને ય નિર્દોષ પ્રેમથી એક બીજાની હથેલી ઉપર ચુંબન કરે. પરન્તુ આ જ રિવાજનું પાલન એ જ રાજ્યના બે સ્નેહીજનોએ મક્કામાં કર્યું તો તરત તેમને પકડી લઈને પોલીસે 'વ્યભિચાર'નો ગુન્હો રાખલ કર્યો અને કોર્ટમાં ખડા કર્યા.

એ બંધુઓએ પોતાના રાજ્યની આ પ્રણાલિ કોર્ટમાં રજૂ કરી છતાં ન્યાયાધીશે કહ્યું કે, "તે પ્રણાલિ અહીં માન્ય નથી. તમારે અમારા આ રાજ્યની પ્રણાલિ પ્રમાણે જ વર્ત્તવું જોઇએ. અમારી પ્રણાલિઓની સમજણ પણ મેળવી લેવી જોઈએ." આમ કહીને ન્યાયાધીશે તેમને દંડ કર્યો.

બ્રિટીશોના કાળમાં એક વખત વાઈસરોય, શ્રી પ્રકાશને ત્યાં મહેમાન થવાના હતા. વાઇસરોયના આતિથ્યમાં માંસ–ભોજન બનાવવાની સૂચના સરદાર વલ્લભભાઈએ શ્રી પ્રકાશને પાઠવી.

આથી બેચેન બની ગએલા શ્રીપ્રકાશે સરદારને પોતાનું રાજીનામું મોકલી આપ્યું. સરદારને માહિતિ મળી કે હિંદુ સંસ્કૃતિના ચુસ્ત હિમાયતી શ્રી પ્રકાશ પોતાના રસોડે માંસ–ભોજન કદી નહિ કરે. એથી તેમણે

કોલથી શ્રી પ્રકાશને જણાવ્યું કે, રાજીનામું આપશો નહિ અને તમે અન્નાહારથી વાઇસરોયનું આતિથ્ય કરજો." આમ વાત થાળે પડી.

વીરનિર્વાણની ઊજવણીમાં પોતાની પાત્રતા મુજબ બધા ય સામેલ થઈ શકે પરન્તુ આ આખી ઊજવણીનું આયોજન તો જૈનોની શાસ્ત્રવિધિ પ્રમાણે જ થવું જોઈએ. ટૂંકમાં એની ઉપર બધો 'હોલ્ડ' તો જૈનોનો અને તેમાં ય પ્રધાન પૂજનીય સુવિહિત આચાર્યોનો જ હોય. એમાં પ્રવચનો કરવા વગેરે જે જે કાર્યક્રમોમાં અજૈનો પણ જોડાઈ શકતા હોય તેમાં તેઓ બધા જરૂર જોડાઈ શકે છે.

ભારતના વડાપ્રધાનશ્રીને પણ તીરુપતિજીના મંદિરમાં, તે મંદિરની વિધિઓ મુજબ જ દર્શનાદિ મળ્યા હતા. આરતિ ઊતારવાની પોતાની ભાવના પૂરી કરવા માટે આરતિના ઉતારવાના સમયની ૨-૩ કલાક સુધી રાહ જોઈને બેસી રહેવું પડયું હતું.

સહેલાઇથી સમજાઈ જાય તેવી આ વાતો છે. જે માલનો ભાવ સીત્તેર રૂપીએ મીટર છે તે માલ, ઘરાકની ઈચ્છા ચાલીસ રૂ. મીટરમાં લેવાની હોય એટલે શું માલિક આપી દે? હા.... દેવાળું જ ફૂંકવાનો સમય આવ્યો હોય ત્યારની વાત જૂદી છે.

સવાલ-૧૫. શું સદ્ધર્મશાસન એ એવું કાચનું વાસણ છે કે ધક્કો લાગતાં જ તૂટી જવાનો ભય સતત રહ્યા કરે?

**જવાબ:-** ધર્મશાસનની રક્ષા કરવા માટે કેટલીકવાર જોરશોરથી એનાં રખોપાં હાકોટા પાડે એટલા માત્રથી આવો પ્રશ્ન ઉદ્ભવતો હોય તો તે યોગ્ય નથી. ધર્મશાસનની ઈમારત બેશક ગજવેલની બની છે.

સામાન્ય ધક્કાએ એ ઇમારત તૂટી જશે એમ માનવાને કોઈજ કારણ નથી. એના રખોપાંઓ તો એવું હરગીજ માનતા નથી. પરન્તુ એનો અર્થ એ નથી કે એ ઈમારતને ગજવેલની સમજીને આક્રમકોને આક્રમણ કરવાની રજા આપી દેવી અને રખોપાંઓએ ગોદડું ઓઢીને આરામથી ઊંઘ્યા કરવું ?

આજ સુધીમાં એ ઈમારત ઉપર અનેક આક્રમણોના ઘોડાપૂર આવ્યા છે. તે વખતના તે તે રખોપાંઓએ તેની સામે છાતી ફાડી નાંખે તેવા-પડકારો પણ કર્યા જ છે. જો કશો જ પ્રતીકાર કરવાની જરૂર જ ન હોય તો યુગપ્રધાન આચાર્ય ભગવંત કાલકસૂરિજી મહારાજને સાધ્વી સરસ્વતીશ્રીજીના શીલની રક્ષા કાજે શા માટે યુદ્ધ ખેંચી લાવવું પડ્યુ હતું ? એકાદ સાધ્વીનું શીલ ખતમ થાય એથી શું ધર્મશાસન ખતરામાં આવી પડવાનું હતું ?

શા માટે કલિકાલસર્વજ્ઞ ભગવંતના શિષ્ય રામચન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ ગુર્વાજ્ઞાપાલન ખાતર તેલની કડાઈમાં ઝંપલાવી દીધું ? મુનિ બાલચન્દ્રને આચાર્ય પદ આપવામાં ધર્મશાસન રંડાઈ જવાનું હતું ? તો ય, એ તો પોતાના ૨૧ હજાર વર્ષ પૂરા કરવાનું જ હતું ને ?

બાળસાધુનું અપમાન કરતા માણસની આંગળીઓ કાપી નાંખવાનું હિંસક કાર્ય મહામન્ત્રી વસ્તુપાળે શા માટે આચર્યું ? બાળસાધુના અપમાનમાં શું ધર્મની પોલાદી ઇમારત તૂટી પડવાની હતી !

ઇતિહાસના પાને ઝિંદાદિલીના આવા તો સેંકડો પ્રસંગો સુવર્ણાક્ષરે લખાયા છે અને દરેક પ્રસંગે જાહેર કર્યું છે કે આ તો વીરોનું શાસન છે; ક્ષત્રિયોનો આ ધર્મ છે; ધર્મ રક્ષા કાજે 'જીવવા કરતાં ઝઝૂમવું ભલું' એવા સૂત્રોની આલબેલ પુકારતાં શહીદ બનતાં નરવીરોનો આ ધર્મ છે.

બેશક; ગજવેલની આ ઇમારત તૂટી પડવાનો કોઈ ભય નથી છતાં તેમ જણાવીને કુંભકર્ણોને જગાડવાનો એ હાકોટામાં પ્રયાસ હોય છે. જ્યાં પ્રીતિ છે; ભક્તિ છે ત્યાં 'કાંઈક' પણ અજૂગતું થાય તો હોહા થાય તેમાં કશી નવાઈ નથી.

પરમાત્માની પ્રતિમા સામે ઊભો રહીને કોઈ માણસ ગાળો દે તેથી કાંઇ તે પરમાત્માને કશું થતું નથી છતાં ય ભક્ત-હૃદય તેનો પ્રતીકાર કર્યા વિના રહી શકતું નથી.

રે ! શાસન તો આ ધરતી ઉપર એકવીસ હજાર હજાર વર્ષ સુધી અવિચ્છિન્નપણે ટકશે જ; પરન્તુ કટોકટીના સમયોમાં એની સેવાનો લાભ નહિ લેનારા આપણે એ શાસનમાં ગણાઈશું કે કેમ ? એ જ વિચારવું જોઇએ.

સવાલ :-૧૬ શું આજે ચારે ય ફીરકાના સંગઠનની તાતી જરૂરીઆત નથી ?

જવાબ :-મારી પરાણીને ખીચડારૂપે જે સંગઠનો થાય છે તેના શું રકાસ થાય છે તે જાણવા માટે રાજકીય પક્ષોના ભવ્ય જોડાણ તરફ જરાક નજર કરી લેજો. બધું સમજાઇ જશે.

બાકી જે સહુને શાસ્ત્રીયતા સર્વથા માન્ય છે; એનું અંશોમાં પાલન ન થઈ શકે તે બદલ પારાવાર દુઃખ છે એવા મહાત્માઓ તો આપમેળે સંગઠિત જ છે. એવા સંગઠન માટે કાંઇ સંમેલનોની જરૂર હોતી નથી.

બીજી રીતે વિચારીએ તો એમ પણ જણાય છે કે જ્યારે જે તે ફીરકાવાળાઓ યથેચ્છ રીતે શાસ્ત્રાજ્ઞાઓને ઠુકરાવીને જમાનાવાદી રીતરસમોને અપનાવે; તકવાદી બનીને ધર્મકારણી કરતાં વધુ રાજકારણી બનતા રહે; સુધારાના નામે ધર્મતત્ત્વના મૂળભૂત તત્ત્વોમાં ભયંકર બિગાડ ઉત્પન્ન કરે ત્યારે તેવાઓ સાથે સંગઠન ન હોય તે જ સારું ગણાય. આવી સ્થિતિમાં તો અસંગઠિત જ રહેવું જોઈએ; જેથી એક ઊંધું વાળે તો બીજો બાજી સમાલી લે. કોઇ સર્વધર્મસભામાં બાફીને આવે તો તેની સાથે સંગઠિત નહિ બનેલો સંઘ પોતાનો સ્પષ્ટ વિરોધ નોંધાવીને જિન-શાસનને બચાવી શકે.

પૂર્વે અનેક રાજાઓમાં દેશ વહેંચાએલો હતો માટે જ આ દેશ ઉપર કોઈ પણ પરદેશી રાજા કાયમ માટે

ટકી શકયો નથી. સિકંદરે પોરસને ભલે જીતી લીધો પણ બીજા રાજાઓ તેની સામે મ શું ઊંચકી શકયા અને સિકંદર થાકીને પાછો ગયો.

હવે તો રાજાશાહીનું વિલીનીકરણ કરીને એકચક્રી સંગઠિત દિલ્હીશાસન ચાલે છે; પણ જો કોઈ દિલ્હીને જીતી લે તો આખુ ય ભારત જીતાઇ જાય. કોઈથી કશો ય વિરોધ થઈ શકે નહિ.

એકતા–પરિષદો; અને સર્વધર્મપરિષદો વગેરે આવા ધ્રુવીકરણ તરફના જ પ્રસ્થાનો છે; જેથી એકી સાથે આખી સંસ્કૃતિને સફાચટ કરી શકાય.

હવે તો ધર્મશાસન નાના વર્તુળમાં પણ જીવંત રહે તો સારું; તો ય તેનું ભાવી સલામત છે.

સવાલ :– ૧૭ સહુ સહુની રીતે વીર પરમાત્માની ઉજવણી કરે તેમાં શી હરકત ?

જવાબ:–અશાસ્ત્રીય ઊજવણીનો તો વિરોધ જ કરવો જોઇએ. એની અવગણના કરી શકાય નહિ. પિતાના મોંએ મેશ ચોપડતાં ભાઈનો; બીજા ભાઇએ સખ્ત વિરોધ જ કરવો પડે. એ વખતે મેંશ ચોપડતો ભાઈ કહે કે; તું પિતાના હાથ ઉપર ચંદન લગાડ.... પણ મારો વિરોધ ન કર” તો શું મેંશનો વિરોધ ન કરીને બીજા ભાઈએ હાથ ઉપર ચંદન લગાડવું એ જરા ય વ્યાજબી છે ?

**સવાલઃ**–૧૮ 'રાષ્ટ્રીયસ્તર' ઉપર થનારી વીર નિર્વાણની પચ્ચીસમી શતાબ્દિની ઉજવણી 'અશાસ્ત્રીય' હોઇને જરૂર વખોડવા લાયક છે પણ એમ કરવાથી ચારમાંથી શ્વેતામ્બર મૂર્તિપૂજક ફીરકો જો નીકળી જશે અને બાકીના ત્રણ આમ્નાયો ઉજવણી કરશે તો તેનાથી વિશ્વમાં તેમની જ બોલબાલા થશે ને? એથી શ્વેતામ્બર મૂર્તિપૂજક સંઘનું નામ નિશાન નષ્ટ નહિ થાય ?

જવાબઃ–પરમાત્મા મહાવીરદેવને નિર્વાણ પામ્યાને અઢી હજાર વર્ષ થયા તેમાં ૫૦૦, ૧૦૦૦, ૧૫૦૦ કે ૨૦૦૦ માં વર્ષે કયારે ય આવી કોઇ ઉજવણી થયાની તવારીખના પાને નોંધ મળતી નથી. આમ છતાં ય શ્વેતામ્બર મૂર્તિ-પૂજક સંઘ–વગર ઉજવણીએ પણ ટકી–રહ્યો છે એ હકીકત છે. ઉજવણી વિના પણ એ શાથી ટકયો ? વળી ચારે ય ફીરકામાં એ સંખ્યા આદિની દષ્ટિએ આજે પણ અગ્રેસર છે. તેમ શાથી ? આનું સમાધાન એ જ છે કે શાસ્ત્રીય આજ્ઞાઓ–તપ, ત્યાગ અને તિતિક્ષા થી–જ તે ટકયો છે. મુનિઓ અને શ્રમણીઓના સંયમબળથી એ સંઘ અડોલપણે ઊભો છે; શ્રાવકો અને શ્રાવિકાઓની મોક્ષમૂલક આરાધના-ઓથી આ સંઘ અગણિત આક્રમણો સામે પણ સફળ ટક્કર ઝીલી શકયો છે.

તો પછી હવે ઉજવણી વિના આપણે પાછળ પડી જઈશું" એ ચિંતા શીદને કરવી જોઇએ ? ત્રણમાંથી એકાદ

બે ફીરકાઓ તો એવા છે જેમને જિનઆજ્ઞાના પાલન કરતાં રાજકારણમાં વધુ રસ છે; જેમના આગેવાનોને ખુશામત ખૂબ પ્રિય છે; જેમને જમાના સાથે જ ઝાઝી નિસ્બત છે. શું આવા ભોગવાદી લોકો સાથે મોક્ષવાદી સંઘનો કદી મેળ ખાશે ખરો ? વળી તેઓ તો કાલે 'જમ્બો જેટ'માં બેસીને વિશ્વની સફરે ઉપડશે; ધર્મપ્રચારાર્થે વિશ્વમાં ઘૂમશે. તો શું તે વખતે પણ તેમની સાથે જ રહેવાની સુફીઆણી સલાહ આપવી છે ? 'સાથે નહિ રહીએ તો પાછળ પડી જવાની' પોકળ ભીતિઓ બતાડવી છે ?

મને તો લાગે છે કે આવી વાતો કરનારા જૈનોએ તપ, ત્યાગ અને તિતિક્ષામાં—જિનાજ્ઞાપાલનમાં-પડેલા ધર્મના વ્યાપક પ્રભાવના બીજકોમાંથી પોતાની શ્રદ્ધા ગુમાવી દીધી છે !

અરે ! સારા કામમાં સાથે રહીએ એ તો સમજાય તેવી વાત છે. પણ ખોટા કામોમાં ય સાથે રહેવાની વાત કરનાર તો મૂર્ખમાં જ ખપી જાય !

ભારે કમનશીબીની વાત છે કે આવી છીછરી સમજણવાળી વાતો હાંકે રાખનારા કેટલાક પુણ્યવાનો તે તે ફીરકાના અગ્રણી ગૃહસ્થ તરીકેના સ્થાને જઈને બેઠા છે. હવે એમને ત્યાંથી ખસેડવા ય મુશ્કેલ છે; સાચું સમજાવવાનું ય મુશ્કેલ છે.

**સવાલ :**–૧૯ આ યુગ મુખ્યત્વે ખંડનનો છે કે મંડનનો ?

**જવાબ :**–આ યુગમાં આપણી પ્રાચીન પરંપરાઓ નીતિ–રીતિઓ, શાન્તિપ્રદ જીવનપ્રણાલિકાઓ.... વગેરે તમામ ગૌરવોનું ખંડન થઈ ગયું છે એ જો સત્ય હકીકત હોય તો આ યુગ મુખ્યત્વે ખંડનનો જ થયો ને ? હવે ભારતીય પ્રજાની જીવાદોરી સમા એ બધા ય ખંડિત થએલા તત્ત્વોનું પુનઃ ખંડન જ કરવું પડશે.

જો ન્યાય, નીતિ, શીલ, સદાચારનું ખંડન ન થયું હોત તો અન્યાય, અનીતિઓ, સિનેમાઓ અને હોટલો વગેરેનું અમારે ખંડન કરવું જ ન પડત !

જો શાસ્ત્રીયસ્તર ઉપર જ વીર–નિર્વાણ કલ્યાણક મહોત્સવ થવાનો હોત તો અમારે ખંડનનો હથોડો ઉગામવાનો હતો જ નહિ.

પણ આ તો કેવી વાત કે મૂળભૂત ગૌરવનું ખંડન કરી નાખવાની બધાયને જાણે છૂટ મળી ગઇ છે ! અને મૂળભૂત ગૌરવોની પુનઃસ્થાપના માટે અમે ખંડનનું ખંડન કરીએ તો તે ખંડનપ્રેમીઓ જ અમારા ખંડન સામે મોટો શોરબકોર કરી મૂકે છે ! રે ! આ શોરબકોર પણ એ મંડનવાદીઓ દ્વારા થતું અમારું પાછું ખંડન જ બની જાય છે !

પણ સબૂર ! મીયાંજીની ભેંસને ડોબું કહેવામાં ય ઘણાં જોખમ પડયા છે.

વસ્તુતઃ તો અમારું સમગ્ર મુનિજીવન સંપૂર્ણપણે મંડનાત્મક છે. જેને એ જીવન ઉપર નજર કરતાં આવડે છે તે ડાહ્યો માણુસ અમને કદી એમ કહી શકતો નથી કે, "મહારાજશ્રી ! તમે હવે કાંઇક રચનાત્મક કામ કરો."

બાકી રાષ્ટ્ર ઉપર જ્યારે આફત આવે છે; કટોકટી જાહેર થાય છે ત્યારે આક્રમણની સામે જેહાદનું વાતાવરણુ સર્જવા સિવાય બીજો કોઇ ઉપાય જ રહેતો નથી, એવા વખતે દેશના રચનાત્મક ગણાતાં ઔદ્યોગિક વગેરે તમામ વ્યવસાયો એકી કલમે બંધ પડે છે;–છેવટે આખુંય વાતાવરણુ યુદ્ધમય–ખંડનાત્મક બની જાય છે.

હાં, યુદ્ધ જ્યારે ન થયું હોય ત્યાં સુધી અને યુદ્ધનો વિરામ થાય તે પછી 'રચનાત્મક' ક્યાં નથી થઈ શકતું ? પણ યુદ્ધના સમયમાં જ 'રચનાત્મક' ની વાત કરવી એ તો ખૂબ જ અનુચિત લાગે છે.

**સવાલ :–૨૦** વીર–નિર્વાણુની રાષ્ટ્રીયસ્તર ઉપરની ઉજવણીનું સૌથી મોટું અને ભેદી અનિષ્ટ કયું ?

**જવાબ–:**ચાર ફીરકાના જૈનોની રચાયેલી કાયમી મહાસમિતિ.

આ મહાસમિતિ શતાબ્દિની ઉજવણી માટે નીમાઈ છે છતાં તેને ઉજવણીનું કાર્ય પતી જાય તો ય કાયમ માટે ચાલુ રાખવાની છે. કાર્ય પૂર્ણ થતાંની સાથે જ તેનું વિસર્જન કરી દેવાની વાત નથી.

આ મહાસમિતિ ઉપર ચારે ય ફીરકાના આચાર્યોનું આધિપત્ય રાખવામાં આવ્યું નથી. એના સભ્યો બહુધા શ્રીમંતો, શિક્ષિતો અને બુદ્ધિજીવી જમાનાવાદીઓ છે.

ધર્મ પ્રત્યે ખીચોખીચ સૂગ ધરાવતા વાયુમંડળમાં ઉછરેલા એ લોકોની મહાસમિતિ 'બહુમતિ' ના કુખ્યાત તૂત દ્વારા ચારે ય ફીરકાની પોતપોતાની માનેલી ધર્મ પરંપરાઓને કુઠારાઘાત મારવાનું કામ કરશે. ભેદી લોકોને જૈનધર્મમાં પ્રવેશ આપશે. દીક્ષાઓ કામચલાઉ (વર્ષ, બે વર્ષ આદિની) કરશે; દેવદ્રવ્યાદિના ચુસ્ત સિદ્ધાન્તોને ઉખરનશીન કરશે; તીર્થોને હવાખાવાના સ્થળમાં રૂપાંતરિત કરશે, વગેરે વગેરે ઘણું અનિચ્છનીય, અશાસ્ત્રીય આ મહાસમિતિના રસોડે રંધાતું, બફાતું રહેશે.

જો આજે આનો સખ્ત પ્રતિકાર કરવામાં નહિ આવે તો તરફેણવાદી; મૌનપ્રેમી, તટસ્થતાહિમાયતી, તમાશા-પ્રેમી, શાસનપ્રેમીઓને કાલે પોક મૂકીને રડીને ય આરોવારો નહિ રહે એ કટૂ સત્ય ખૂબ અસંદિગ્ધપણે મને નજર સામે દેખાય છે.

**સવાલઃ**-૨૧ પરમાત્મા મહાવીરદેવની રાષ્ટ્રીયસ્તરની ઉજવણી રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીયસ્તરના અતિ વિશાળ ફલક ઉપર ઉજવાય તેમાં વિરોધ શા માટે ?

**જવાબઃ**-આ ઉજવણીના તરફદારો જો એટલું પણ હૈયાથી સમજવાની કોશીશ કરે કે વિરોધ કરનારો વર્ગ એ 'વીર' નો જ ભેખધારી વિદ્વાન, અને સંયમી વર્ગ છે.

વીરનું નામ ખરેખર વિશ્વમાં રોશન થતું હોય તો તેનો આવો ઉગ્ર વિરોધ આ વીર-ભક્ત વર્ગ ન જ કરે. માટે તેનો વિરોધ જરૂર સહેતુક હોવો જોઈએ."

કમનશીબીની વાત છે કે આટલો પણ વિચાર એ તરફદારોને આવ્યો નથી.

આ ભારતદેશની પ્રજાનો ઈતિહાસ જ એવો સર્જાયો છે કે એણે પોતાના વધુ પડતાં ભોળપણને કારણે કેટલીકવાર ઘણું બધું ગુમાવ્યું છે. ખોટા પ્રલોભનો, જૂઠી લાલચો, મિથ્યા વચનો અને બોગસ વાતોમાં આ પ્રજા જેટલી ભરમાઈ હશે એટલી કદાચ વિશ્વની કોઈ પ્રજા ભરમાઈ નહિ હોય. આવા એના ભોળપણને કારણે જ આ પ્રજાનું હીર ખોવાયું છે; સત્વ ચૂંથાયું છે; લલાટે કલંક લગાડાયું છે.

જે ગૌર પ્રજાએ છેલ્લા ૩૫૦ વર્ષોથી-દેખીતી રીતે-આ પ્રજા ઉપર રાજ કર્યું એ ગૌરમુત્સદ્દીઓની એક અત્યંત અગત્યની વ્યૂહરચના હતી કે જેનો વિનાશ કરવો હોય તેનો ગાઢ સ્પર્શ કરવો; તેના ઉપર ભારે મમત્વ દેખાડવું અને તેનો ખૂબ વિકાસ કરવો. આ વિકાસમાં જ એ વસ્તુનો મૂળમાંથી વિનાશ થઈ જાય.

જે રાજાઓના ૩૧-૩૧ તોપોની સલામીથી તેમણે શાહી સન્માન કર્યા એ જ રાજાઓ અંતે ક્યાં છે? પેલી પંક્તિ યાદ આવે છે 'સગાં દીઠાં મેં શાહ-આલમના'...

જે વેપારીઓને 'જગતશેઠ' વગેરેના બિરૂદ આપ્યા; હીરા-મોતી ભેટ કર્યાં તેઓ આજે ક્યાં છે? પેલા સમાચાર આંખે ચડે છે; "વેપારીઓને હાથકડી પહેરાવીને નગરમાં ફેરવ્યા."

આયુર્વેદના વિકાસના નામે વૈદ્યોને ટેથોસ્કેપ; નાડીના ધમકારાની સંખ્યા-ગણતરી, ઈંજેકશનનું વિજ્ઞાન બઝાડી દીધું. હવે આમાં આયુર્વેદ ક્યાં રહ્યું?

સ્ત્રી સ્વાતન્ત્યના નામે સ્ત્રીને ખૂબ વિકસિત બનાવેલી દેખાડી; પરન્તુ બિચારી! 'બોસીઝમ' ના આ જંગલી-યુગમાં અનેકોની ગુલામડી બની!

હવે આવશે ખેડૂતનો વારો. એમને ખૂબ લાડ લડાવ્યા છે; એટલે જ હવે એ ય બિચારા! 'સહકારી ખેતી' ના ખંજરોથી ખુવાર થઈને જ રહેવાના છે.

જ્યાં આ લોકો ચડશે, પ્રેમથી ભેટશે ત્યાં તે ચીજનો વિનાશ કરશે. પેલા શિવાજીની જેમ; અફલઝખાનને ભેટવાના દેખાવ નીચે એને વાઘનખથી ચીરી નાંખ્યો.

આવું જ ધર્મની બાબતમાં સમજી રાખજો. સદ્‌ભાગ્યે કેટલાક ધર્મગુરુઓ જાગી ગયા છે એટલે ઝાઝો વાંધો નહિ આવે તેમ લાગે છે.

ધર્મ એ સુંદર મજાનું પુષ્પ છે; એની પાંખડીની સજાવટના નામે કોઈ એને ચીમળી નાંખશે તો પછી એમાંથી સુવાસ તો નહિ મળે પણ એમાં કીડા જ પડશે. પુષ્પને ખતમ ન કરો.

# રાષ્ટ્રીયસ્તરની ઉજવણીના તરફદારો ! સારો વિરોધ કરતાં પહેલાં નીચેના પ્રશ્નોના જવાબ આપો

(૧) આ શતાબ્દિ વર્ષને અહિંસા વર્ષ તરીકે સરકાર જાહેર કરવાની છે. તો તે વર્ષ દરમ્યાન અઢારે રાજ્યોમાં વારાફરતી લગાતાર વીસ વીસ દિવસ પણ કતલખાના બંધ ન રાખવા અથવા છેવટે નવાં કતલખાના ઊભા કરવાથી માંડીને અબોલ પ્રાણીઓની કતલ કરીને હુંડિયામણ નહિ કમાવવા અંગેની જાહેરાત નહિ કરવી તે ઉજવણીની મશ્કરી નથી ? ઉજવણી વર્ષથી જ દર વર્ષે ૭૦૦ કરોડ રૂપિઆના ગાયના માંસની આરબ દેશોમાં નિકાશ કરવાની યોજના અમલી બને એ કેટલી આઘાતજનક બીના છે ? આવી ભારત સરકાર હરગીજ અભિનંદનને પાત્ર ન હોઈ શકે.

(૨) વૈશાલીના પરા રૂપે જે ક્ષત્રિયકુંડ છે, તે દિગંબરોને પરમાત્મા વીરના જન્મ સ્થાન તરીકે માન્ય છે. ઉજવણી વર્ષમાં તેને જ વિકસાવવાનું કમિટિ તરફથી ઠરાવવામાં આવ્યું છે. શ્વેતાંબરોને માન્ય પરંપરાગત ક્ષત્રિયકુંડ વૈશાલીથી ચાલીસ માઇલ દૂર છે. દિગંબરોના વધુ પડતા વર્ચસ્વના કારણે આ ભૂમિની શતાબ્દિ વર્ષમાં જ ઉપેક્ષા કરીને તેને ખંડિએર બનાવવાની ભૂમિકા થવા દેવી ?

(૩) વડા પ્રધાન ઈંદિરા બેને ઉજવણીમાં અપાતા સરકારના ૫૦ લાખ રૂપીઆનો વધુમાં વધુ ઉપયોગ પછાત અને ગરીબ લોકોના ઉદ્ધારમાં જ કરવાનું જણાવ્યાથી વૈશાલીમાં વોટર પાઈપ લાઇન નંખાવાની છે. વળી અનેક રાજ્યોમાં બાલકેન્દ્રોની જરૂર છે અને દીલ્હીમાં વિશાળ બગીચાની જરૂર છે. માટે આવા બધા સરકારી સ્વાર્થોને સિદ્ધ કરવા શતાબ્દિ વર્ષમાં પરમાત્મા મહાવીરદેવના સ્મારક તરીકે વોટર પાઈપ લાઇન વગેરે ઊભાં કરવાં તે શું વ્યાજબી છે ?

(૪) આ ઉજવણી નિમિત્તે રાષ્ટ્રીય કમિટિએ ભારતભરના ચારે ફીરકાના જૈનોની રાષ્ટ્રીય કાઉન્સીલ ઊભી કરવાનો ઠરાવ કર્યો છે. આજના જમાનાવાદી બુદ્ધિજીવી જૈનોની એ સભા સમસ્ત જૈન ધર્મ માટે ભાવીમાં જોખમ રૂપ નહીં બને શું ? સભા ઉપર પ્રધાન સુવિહિત જ્ઞાની શ્રમણોનું આધિપત્ય રહે તો જમાનાવાદી રીતરસમોથી થનારાં અશાસ્ત્રીય કાર્યો અટકે એ હેતુથી તે રાષ્ટ્રીય સભાનાં કાર્યો ઉપર પ્રધાન–નિયુકત આચાર્યોની સર્વસંમતિ માંગવામાં આવે તો તેમાં ખોટું શું છે?

(૫) આ રાષ્ટ્રીય સભાના અન્વયે જૈનોલોજીકલ રીસર્ચ સોસાયટી સ્થાપવાની છે. સંસાર વ્યવહારથી સમાધિના પાપિષ્ઠ રિસર્ચો કરતાં આ જમાનામાં આચાર્યોના કબ્જામાંથી મુકત એવી સોસાયટીઓની સ્થાપના જૈન શાસ્ત્રોનું રિસ-

# રાષ્ટ્રીયસ્તરની ઉજવણીના તરફદારો ! આરો વિરોધ કરતાં પહેલાં નીચેના પ્રશ્નોના જવાબ આપો

(૧) આ શતાબ્દિ વર્ષને અહિંસા વર્ષ તરીકે સરકાર જાહેર કરવાની છે. તો તે વર્ષ દરમ્યાન અઢારે રાજ્યોમાં વારાફરતી લગાતાર વીસ વીસ દિવસ પણ કતલખાના બંધ ન રાખવા અથવા છેવટે નવાં કતલખાના ઊભા કરવાથી માંડીને અબોલ પ્રાણીઓની કતલ કરીને હુંડિયામણ નહિ કમાવવા અંગેની જાહેરાત નહિ કરવી તે ઉજવણીની મશ્કરી નથી? ઉજવણી વર્ષથી જ દર વર્ષે ૭૦૦ કરોડ રૂપિઆના ગાયના માંસની આરબ દેશોમાં નિકાશ કરવાની યોજના અમલી બને એ કેટલી આઘાતજનક બીના છે? આવી ભારત સરકાર હરગીજ અભિનંદનને પાત્ર ન હોઈ શકે.

(૨) વૈશાલીના પરા રૂપે જે ક્ષત્રિયકુંડ છે, તે દિગંબરોને પરમાત્મા વીરના જન્મ સ્થાન તરીકે માન્ય છે. ઉજવણી વર્ષમાં તેને જ વિકસાવવાનું કમિટિ તરફથી ઠરાવવામાં આવ્યું છે. શ્વેતાંબરોને માન્ય પરંપરાગત ક્ષત્રિયકુંડ વૈશાલીથી ચાલીસ માઇલ દૂર છે. દિગંબરોના વધુ પડતા વર્ચસ્વના કારણે આ ભૂમિની શતાબ્દિ વર્ષમાં જ ઉપેક્ષા કરીને તેને ખંડિએર બનાવવાની ભૂમિકા થવા દેવી?

(૩) વડા પ્રધાન ઈંદિરા બેને ઉજવણીમાં અપાતા સરકારના ૫૦ લાખ રૂપીઆનો વધુમાં વધુ ઉપયોગ પછાત અને ગરીબ લોકોના ઉદ્ધારમાં જ કરવાનું જણાવ્યાથી વૈશાલીમાં વોટર પાઈપ લાઇન નંખાવાની છે. વળી અનેક રાજ્યોમાં બાલકેન્દ્રોની જરૂર છે અને દીલ્હીમાં વિશાળ બગીચાની જરૂર છે. માટે આવા બધા સરકારી સ્વાર્થોને સિદ્ધ કરવા શતાબ્દિ વર્ષમાં પરમાત્મા મહાવીરદેવના સ્મારક તરીકે વોટર પાઈપ લાઈન વગેરે ઊભાં કરવાં તે શું વ્યાજબી છે?

(૪) આ ઉજવણી નિમિત્તે રાષ્ટ્રીય કમિટિએ ભારતભરના ચારે ફીરકાના જૈનોની રાષ્ટ્રીય કાઉન્સીલ ઊભી કરવાનો ઠરાવ કર્યો છે. આજના જમાનાવાદી બુદ્ધિજીવી જૈનોની એ સભા સમસ્ત જૈન ધર્મ માટે ભાવીમાં જોખમ રૂપ નહીં બને શું? સભા ઉપર પ્રધાન સુવિહિત જ્ઞાની શ્રમણોનું આધિપત્ય રહે તો જમાનાવાદી રીતરસમોથી થનારાં અશાસ્ત્રીય કાર્યો અટકે એ હેતુથી તે રાષ્ટ્રીય સભાનાં કાર્યો ઉપર પ્રધાન–નિયુક્ત આચાર્યોની સર્વસંમતિ માંગવામાં આવે તો તેમાં ખોટું શું છે?

(૫) આ રાષ્ટ્રીય સભાના અન્વયે જૈનોલોજીકલ રીસર્ચ સોસાયટી સ્થાપવાની છે. સંસાર વ્યવહારથી સમાધિના પાપિષ્ઠ રિસર્ચો કરતાં આ જમાનામાં આચાર્યોના કબ્જામાંથી મુક્ત એવી સોસાયટીઓની સ્થાપના જૈન શાસ્ત્રોનું રિસ-

ર્ય કરવાના બહાને ભયંકર નુકશાન નહિ કરે ? વળી આ 'રિસર્ચ સોસાયટીમાં નિમાએલા મહામંત્રી ડો. ગોકુલચંદ્ર જૈને બહાર પાડેલા પરિપત્રમાં જે કહ્યું છે કે— અમે જૈન ધર્મને નવી દિશા અને નવી પ્રગતિ આપશું, ફિલ્મો વગેરેના નવીનતમ માધ્યમોથી આજ સુધીમાં કોઈએ ન કર્યો હોય તેવો જૈનધર્મનો પ્રચાર કરીશું—આ બધા શબ્દો શું પડકાર કરવા લાયક નથી ?

(૬) રાષ્ટ્રીય કમિટીના અન્વયે જે ગ્રંથો લખાઈ રહ્યા છે તે જમાનાવાદી લેખકોના હાથે લખાતા હોવાથી ઘણી અશાસ્ત્રીયતાથી ભરેલા છે. તેમાં ડો. એ. એન. ઉપાધ્યેએ લખેલા અને વીરેન્દ્રકુમાર જૈને અનુવાદિત કરેલા એક લેખમાં જણાવવામાં આવ્યું છે કે—આપણા ઉત્તરાધ્યયન સૂત્રમાં ઘણી વિસંગતિઓ છે માટે આવા આગમ સૂત્રમાં સમગ્ર-પણે સત્ય તરીકેનો વિશ્વાસ રાખવો એ આપણો અંધ વિશ્વાસ છે. આવા નિવેદનોવાળા ગ્રંથો લખાય તે શું ઉજવણીના તરફદારોને માન્ય છે ? વળી એ જ લેખમાં "પંડિત સુખલાલ, દલસુખભાઈ માલવણીઆ વગેરે વિદ્વાનોના ગ્રંથોનું અધ્યયન જૈન ધર્મને સારી રીતે સમજવા માટે અનિવાર્ય છે' એમ જણાવેલ છે. ભાવુક આત્માઓના શ્રદ્ધાળુ ભાવને ધરાશાયી કરતો આ બોમ્બશેલ' એટલો બધો ખતરનાક છે કે એનો સખ્ત વિરોધ કર્યા વિના બેસી રહેવાય ખરું ?

(૭) સોળ રાજ્યોમાં જે સોળ મહાવીર બાલકેન્દ્રો થવાના છે તે નેહરૂ યુવક કેન્દ્રોના સહયોગમાં રાખવાનું અને સરકાર હસ્તક ચાલતા અરવિંદ બાલ કેન્દ્રોના ઢાંચા પ્રમાણે ચલાવવાનું ઠરાવાયું છે. મહાવીરના નામ સાથેના બાલકેન્દ્રોને સુવિહિત શ્રમણોના સહયોગમાં રાખવાની અને શાસ્ત્રીય ઢાંચા પ્રમાણે ચાલવાની માંગણી કરવી એમાં ખોટું શું છે? એ વિના બાલકેન્દ્રોને મહાવીરનું નામ આપવામાં પરમાત્મા મહાવીરદેવની મશ્કરી જ નથી?

(૮) રાષ્ટ્રીય કમિટીના તમામ જૈન શ્રીમંત અગ્રણીઓ શતાબ્દિ વર્ષ દરમ્યાન વેપારધંધામાં જે કાંઈ કમાણી કરે તે બધી કમાણી સાત ક્ષેત્રોમાં તથા દીન–દુઃખિતો અને અબોલ પ્રાણીઓને અનુકંપામાં વાપરી નાખીને એક વર્ષ પૂરતું આ પ્રકારનું અપરિગ્રહવ્રત પણ ન લે તો પારકે પૈસે પરમાનંદ કરતી ઉજવણીને ઝાંખપ નહીં લાગે કે?

(૯) સરકાર પાસેથી પચાસ લાખ રૂપિયા મેળવવામાં આવતી કાલે એના અહેસાનમાં દબાઈને દેરાસરો આદિના પાંચ–દશ કરોડ રૂપિયા આપી દેવાની એ શ્રીમંતોને ફરજ પડશે ત્યારે પોક મૂકીને રડવાનો અવસર નહીં આવે? આના કરતાં શા માટે આપણે જ બે કરોડ રૂપિઆ એકઠા કરીને શાસ્ત્રીય પદ્ધતિએ, પાંચેય કલ્યાણકોની આરાધના ગીતાર્થ આચાર્ય ભગવંતોની એકમતિપૂર્વક ન કરવી? પણ તે માટે 'રાષ્ટ્રીયસ્તર' તો દૂર કરવો જ પડશે ને?

(૧૦) ઉપરના બધા ભયો મને વાસ્તવિક લાગે છે. છતાં જો ઉજવણીના તરફદારોને એ ભયો કાલ્પનિક લાગતા હોય તો મારી માંગણી છે–કે રાષ્ટ્રીય કાઉન્સીલ, રીસર્ચ સોસાયટી, મેમોરીઅલ, બાલકેન્દ્રો, પાંચ ગ્રંથો વગેરેના લેખનની ભાવી તમામ કાર્યવાહી ઉપર શ્વેતાંબર સંઘના પાંચ પૂજનીય શ્રમણ ભગવંતોની સર્વાનુમતિથી તે તમામ કારવાહી અમલમાં મૂકવાનો રાષ્ટ્રીય કમિટિ સર્વાનુમતે ઠરાવ કરી આપે. (અન્ય ફિરકાઓ આ રીતે પોતાની નામાવલિ આપી શકે.)

(૧૧) વીરનિર્વાણની ૨૫ મી શતાબ્દિની ઉજવણી કરવા માટે રાષ્ટ્રીયસ્તર ઉપર ભારત સરકારે નીમેલી રાષ્ટ્રીય *કમિટિની દીલ્હીની હાઈકોર્ટમાં જે ત્રણ રીટ અરજીઓ (મૂર્તિ*-પૂજક તથા સ્થાનકવાસી જૈનો તરફથી) દાખલ કરવામાં આવી છે, તેની સામે રાષ્ટ્રીય કમિટિએ ઉજવણીની તરફેણમાં જે સોગંદનામું (એફીડેવીટ) રજુ કરેલ છે તેમાં તે રાષ્ટ્રીય કમિટિ વતી તેના એક (સ્થાનકવાસી જૈન) સભ્યે દસમા મુદ્દામાં સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું છે કે "કોઇ પણ પ્રકારની ધાર્મિક વિધિઓ કે ક્રિયાઓ આ ઉત્સવમાં જોવા નહીં મળે. કોઇ પણ ધર્મના સિદ્ધાંતો, કે પ્રથા કે વિધિ અનુસાર સંવત્સરી ઉજવવામાં આવતી નથી અને તેથી અમુક આરાધના કે ક્રિયાકાંડને અનુસરવાનો કોઈ પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી. વિવાદીઓને પોતાના ધાર્મિક સિદ્ધાન્તો અને

વિધિઓની અંગત સમજણ પ્રમાણે ભગવાન મહાવીરની નિર્વાણ જયંતિ ઉજવવાની છૂટ છે. આ જ વાત ગવર્નમેન્ટ તરફથી રજૂ થએલ એફીડેવીટમાં તો ઠેર ઠેર જણાવવામાં આવી છે.

હવે ૧૯-૧૦-૭૩ના દિવસે 'મુંબઈ સમાચાર'માં આવેલા રાષ્ટ્રીય કમિટીના પ્રમુખ શ્રી કસ્તુરભાઈ લાલભાઈ અને બીજા ત્રણ સભ્યોએ આપેલા નિવેદનના આ શબ્દો વાંચો-ભારત સરકારે તો પ્રથમથી જ સમિતિને સ્પષ્ટ જણાવ્યું છે કે તમારી ધાર્મિક મર્યાદાઓ મુજબ ઉજવણી કેમ કરવી તેનો નિર્ણય તમારે (જૈનોએ જ) કરવાનો છે અને એથી એનો તમામ કાર્યક્રમ જૈનોએ નક્કી કરેલો છે. ભારત સરકાર તરફથી વિવિધ રીતે જે સાથ સાંપડયો છે એ ખરેખર જૈન શાસનની પ્રભાવના કરવામાં, જૈન ધર્મના પ્રચારમાં અને ૫૫ કરોડની વસ્તીવાળા વિશાળ રાષ્ટ્રમાં અહિંસાની પરમ વિભૂતિ ભગવાન મહાવીરનો ભવ્ય પરિચય કરાવવામાં તેમજ તેના મહાન સિદ્ધાંતોની જાણ કરાવવામાં ઘણો જ સહાયક બનશે."

ઉપરના નિવેદનોમાં કેવો મોટો વિરોધાભાસ છે ? એક કહે છે 'ઉજવણીમાં કશું ધાર્મિક થવાનું નથી.' બીજા કહે છે, "ધર્મ પ્રમાણે જ બધું થવાનું છે". ખરેખર તો જે હોય તે.... પણ જો ઉજવણીમાં ધર્મને સ્થાન ન હોય તો તેમાં સાધુ, સાધ્વી, શ્રાવક કે શ્રાવિકાથી જોડાવાય ખરું ?

અતિથિ વિશેષ થવાય ખરું ? પરમાત્મા મહાવીરદેવનું નામ તેને જોડાય ખરૂં ? અન્યથા આનાથી મહાવીરદેવનું સરકારી કરણ નહિ થાય ? જૈન ધર્મનું સામાજીકરણ નહિ થાય ?

(૧૨) ચાર ફીરકાના થોડાક મુનિઓએ કેટલાક જમાનાવાદી શ્રીમંતોને એકઠા કરીને નવા જૈન ધ્વજનું જે નિર્માણ કર્યું છે એ શું બરોબર છે ? પ્રાચીન--પરંપરાગત-ધ્વજ બદલવાનો આવો અધિકાર કોઈને ય હોઇ શકે ?

જો રાષ્ટ્રધ્વજનો રંગ પણ બદલવામાં આવે; કે રાષ્ટ્ર ગીતનો રાગ પણ બદલવામાં આવે તો તે રાષ્ટ્રદ્રોહ ગણાય છે....તો ધર્મધ્વજને સંપૂર્ણપણે પરિવર્ત્તિત કરી નાખવાનું કાર્ય કેટલું ધર્મદ્રોહી છે ? તે તમે જ વિચારજો.

(૧૩) "સરકાર ભલે અશાસ્ત્રીય ઉજવણી કરે આપણે શાસ્ત્રીય રીતે ઉજવણી કેમ ન કરવી ? એ પ્રશ્ન શું યોગ્ય છે ? 'પિતાના મોં ઉપર મેંશ ચોપડતો પુત્ર ભલે મેંશ ચોપડે; બીજા પુત્રે હાથ ઉપર ચંદન લગાડવું" એવી સલાહ શું વ્યાજબી ગણાય ? પહેલો તો મેંશ-વિરોધ જ ને ? પછી જ ચંદન-લેપનો વિચાર થાય ને ?

ઉજવણીના તરફદારો ! મારો વિરોધ માત્ર વિરોધ માટે નથી. પરંતુ ઉજવણીના રાષ્ટ્રીય કાર્યક્રમની દેખીતી સંભવિત અશાસ્ત્રીયતાઓનું નિવારણ કરવા માટે જ છે. ખૂબ શાંત ચિત્તે વિચાર કરશો તો તમને પણ સમજાશે કે આવું નકારાત્મક વલણ અપનાવ્યા વિના હાલ તુરત

બીજા કોઈ ઉપાય છે જ નહિ.(ભાવીમાં 'કુંડલપુરકા, 'રાજકુમાર' એ નામનો પરમાત્મા મહાવીરદેવનો સિનેમા ઉતરવાનો છે તે અંગે સખ્ત વિરોધનું નકારાત્મક વલણ લીધા વિના બીજો કોઇ ઉપાય છે ખરો ? તમે જ જણાવો.) રાષ્ટ્રીય કાર્ય-ક્રમોની જે અશાસ્ત્રીયતાઓ સારા તરફથી વારંવાર રજુ કરાઈ છે. તેને પક્ષીયભાવથી તિરસ્કારી નાંખવાના બદલે જો શાંત ચિત્તે નજરમાં લેશો તો આપણે બધા વિરોધના એક મંચ ઉપર આવી જઈશું અને રાષ્ટ્રીયસ્તરથી હટી જઇને શાસ્ત્રીયસ્તર ઉપર ખૂબ રચનાત્મક રીતે વર્ષોવર્ષ પાંચેય કલ્યાણકોનો મહોત્સવ કરવાને ભાગ્યવાન્ બનીશું.

ઉજવણીના વિરોધમાં લગભગ સવા લાખ સહીઓ અને ૬૫૦ જેટલા સંઘોના ઠરાવો ૭૦ હજાર જેટલા સેવીન-ગ્રામ અને શ્વે. મૂ. પૂ. સંઘોના ૨૩ ગચ્છનાયકોમાંથી ૧૮ ગચ્છ નાયકો વિરોધ કરી ચૂકયા છતાં સંઘના આગેવાનો એની પણ ઘોર અવગણના કરશે ?

○

# મર્દ બનો.

[ ૧૧ ]

શ્રી જિનશાસન ભસ્મગ્રહની છેલ્લી જોરદાર અસરમાં સપડાવાથી મુશ્કેલીમાં મુકાયું છે એવું કેટલાક ચિન્તકોનું મન્તવ્ય છે.

પરન્તુ પ્રશ્ન એ છે કે એને મુશ્કેલીમાં મૂકવાનું કાર્ય તો આપણી જ કોઇ ભૂલને આભારી છે ને ?

તે કયી ભૂલ ?

મને લાગે છે કે આપણી મર્દાનગી મરવા લાગી છે એ જ આપણી સહુથી મોટી ભૂલ.

આપણે વિજય પામવાનો જે વિશ્વાસ હારી ગયા છીએ એજ આપણો ઘોરમાં ઘોર પરાજય.

જો આ મર્દાનગીના પુનઃ આપણા હૈયે પધરામણાં થઈ જાય; જો એ વિશ્વાસ પુનઃ બેઠો થઇ જાય તો મને લાગે છે કે આપણે થોડાં ય ઘણાં છે. અન્યથા ઝાઝા ય નકામા છીએ.

મર્દો તો મરણીઆ હોય. મરણીઓ કેસરીઆ કરે એટલે ભલભલા રણમેદાનેથી ભાગવા લાગે. વિજયશ્રી મળતાં ઝાઝીવાર ન લાગે.

પણ કમનશીબ આપણે !

જયારથી આપણે ત્યાં કયાંક કયાંક યાદવાસ્થળી શરૂ થઇ ત્યારથી એક બીજા વચ્ચે દિવાલો ખડી થઇ ગઈ; એની આડશ ખૂબ જ માફક આવી ગઈ; ખૂબ જ લાભકારક (!) પૂરવાર થઇ.

આથી જ એ દિવાલની મમતા ટળતી નથી.

આમ થતાં કેટલાક પોતાની સલામતી શોધવા લાગ્યા; આપ-મતલબમાં રાચવા લાગ્યા. પોતાનું શાસન મજબૂત કરવામાં સમગ્ર પુણ્ય કામે લગાડવા લાગ્યા.

એનો પરિણામે 'જિનશાસન' ને ઘણો મોટો ધક્કો લાગી ગયો.

રાજયો મજબૂત થયા; કેન્દ્ર નબળું પડી ગયું.

આ પરિસ્થિતિમાં કેટલાકને એક બીજાની નિંદા-ઇર્ષ્યા વગેરે અવગુણોને વિકસાવવાનું મેદાન મળી ગયું.

નિંદકો અને ઇર્ષ્યાળુઓ પોતપોતાના દરબારોમાં પૂજાવા લાગ્યા; દુનિયામાં શું ચાલે છે ? તેની પણ તેમને જાણકારી ન રહી.

આ સ્થિતિમાં મર્દની પણ મર્દાનગી ખતમ થાય તેમાં શી નવાઇ ?

હિંમતબાજ પણ નાહિંમત થઈને જિંદગી પૂરી કરી નાંખવા જીવે તેમાં શી નવાઇ ?

વધુ ખેદની વાત તો એ બની કે કેટલાકે પોતાની નિષ્ક્રિયતાનો એકરાર કરીને એકદમ સજાગ બનવાને બદલે

# મર્દ બનો.

[ ૧૧ ]

શ્રી જિનશાસન ભસ્મગ્રહની છેલ્લી જોરદાર અસરમાં સપડાવાથી મુશ્કેલીમાં મુકાયું છે એવું કેટલાક ચિન્તકોનું મન્તવ્ય છે.

પરન્તુ પ્રશ્ન એ છે કે એને મુશ્કેલીમાં મૂકવાનું કાર્ય તો આપણી જ કોઈ ભૂલને આભારી છે ને ?

તે કયી ભૂલ ?

મને લાગે છે કે આપણી મર્દાનગી મરવા લાગી છે એ જ આપણી સહુથી મોટી ભૂલ.

આપણે વિજય પામવાનો જે વિશ્વાસ હારી ગયા છીએ એજ આપણો ઘોરમાં ઘોર પરાજય.

જો આ મર્દાનગીના પુનઃ આપણા હૈયે પધરામણાં થઈ જાય; જો એ વિશ્વાસ પુનઃ બેઠો થઈ જાય તો મને લાગે છે કે આપણે થોડાં ય ઘણાં છે. અન્યથા ઝાઝા ય નકામા છીએ.

મર્દો તો મરણીઆ હોય: મરણીઓ કેસરીઆ કરે એટલે ભલભલા રણમેદાનેથી ભાગવા લાગે. વિજયશ્રી મળતાં ઝાઝીવાર ન લાગે.

પણ કમનશીબ આપણે !

રાજકારણનો ભય રાખવાની પણ કોઈ જરૂર નથી. રાજકારણ તો આપણી સંતશકિતથી ધ્રૂજે. મોટા ઈંદ્રો પણ સંતોના તપથી ધ્રૂજી ઊઠતાં અને એ સંતો પોતાનું સિંહાસન કબજે કરી લેશે એ ભયથી તો મેનકાને આ ધરતી ઉપર મોકલતા અને એ ઋષિઓને તપોભ્રષ્ટ કરવાનો ધરખમ યત્ન કરતા એમ કહેવાય છે.

આપણે વળી ડરવાનું શું ?

પેલું જંગલનું પ્રાણી ! સિંહ........

એ એવી ચિંતા તો સ્વપ્નમાંય કદી કરતો નથી કે, "હું એકલો છું, અસહાય છું. શરીરે સુકાઈ ગયો છું, પરિવાર વિનાનો છું....હું શી રીતે લડીશ ? મારું શું થશે ?"

રે ! જંગલનું પ્રાણી પણ જો આવી નિર્માલ્ય ચિંતા ન કરે તો જિનશાસનને પામેલા મર્દ માણુસો શા માટે રાજકારણનો ભય રાખે ? એકલતાની ચિંતા કરે ? ભિક્ષાના પ્રશ્ને મૂંઝવણ અનુભવે ?

જે શ્રી જિનશાસનના શરણે છે એને વળી આવા પ્રશ્નો ઉદ્‌ભવે ?

ના........ઊઠો........

શ્રમણોપાસકો ! તમે સહુ જાગો....

વીરના શાસનને પામેલા આપણા પૂર્વજોના ગૌરવવંતા કાળની સામે નજર કરો. અવસર આવ્યો ત્યારે શ્રમણોપાસકો શમશેર હાથમાં લેતાં ય ખંચકાયા નથી.

શાહુમૃગશાહી પચાવી નાંખી. ચારે બાજુ ગમે તેટલા ધડાકા થતાં રહે, શાહુમૃગ ધૂળમાં મોં નાખી દઇને નિરાંતનો શ્વાસ ખેંચે...........

કેટલાકોને વળી એ આવી રહેલી આંધીનું દર્શન થવા જેટલું સદ્ભાગ્ય જાગ્યું પણ તેમણે રોમના શહેનશાહ નીરોની નીતિ અપનાવીને 'સબ સલામત' ની જૂઠી જાહેરાત કરીને જીવનમાં પેંધી ગએલી સુખશીલતાઓના 'ફીડલ' બજાવતા રહેવાનું જ મુનાસીબ માન્યું.

આ બે ય પ્રકારનો વર્ગ એટલી બધી વિશિષ્ટતાઓ ધરાવે છે કે જો તે ખડો થઈ જાય તો આજે જ યુગપ્રધાન ભગવંતોના દર્શન પામવાનું આપણું સદ્ભાગ્ય જાગી જાય.

ગમે તેમ હો; આપણે જ જાગવાનું છે. બહારના ભાડૂતી માણસોને લાવીને આપણે કાંઈ કરવું નથી; કરી શકીએ તેમ પણ નથી.

ગમે તેવા તો ય જિનશાસનના સહુ ભેખધારી છીએ. જો આપણે જાગીશું તો વિરાટ ફાટી જશે અને સઘળા કોયડા ઊકલી જશે.

તો શા માટે ન જાગવું ? શા માટે ખાંડા ન ખખડાવવા ? શા માટે મર્દાનગીના ચાબખા ગગનમાં ન વીંઝવા ?

સબૂર ! હતાશ થવાને કોઈ કારણ નથી. હિંમત હારવાનો કોઇ અર્થ નથી. એવી નિર્માલ્ય વાતો કરવાનો આ સમય પણ નથી.

તરત જ યુવાનો શૂરપાળની હવેલીએ ગયા. સંઘ-નાયક વસ્તુપાળના આદેશનો અમલ થઇ ગયો.

શૂરપાળે પોતાની બહેન–રાજમાતાને ફરીઆદ કરી. રાજમાતાએ વીસલદેવને ઊશ્કેર્યા. વસ્તુપાળને તરત જ પકડી લાવવાનો રાજા વિશળે આદેશ કર્યો.

પણ નિષ્ફળ ! સૈનિકો ત્યાં જઈને કાંઈજ કરી તો ન શક્યા; પરંતુ વસ્તુપાળની હવેલીની ચોગરદમ પહેરો ભરતાં હજારો મરણીઆઓને મૂછે વળ દેતાં અને ખાંડા ખખડાવતા જોઈને તેમના શરીર ભયના માર્યા પાણી પાણી થઈ ગયા.

સૈનિકો પાછા ફર્યા, આખું ય ધોળકા રાજાના અન્યાય સામે એક થયું. સહુ રાજમહેલે પહોંચ્યા. ન્યાય માંગ્યો. સોમદેવ પુરોહિતની નમતું મૂકવાની સમજાવટથી વિસળદેવ શાન્ત પડયો અને મહેલના ઝરુખે આવીને પ્રજા સમક્ષ જાહેરાત કરી કે લોકલાડીલા મંત્રીશ્વર વસ્તુપાળને કશું જ કરવામાં નહિ આવે.

જિનશાસનના વીરસૈનિકો ! આ હતું આપણું જિન શાસન ! આવા ચડયા હતા; શાસનસુભટોનાં હૈયે મર્દાનગીના રંગ; ચોલમજીઠના.

રાજકારણના 'હાઉ' થી આપણે ડર્યા ન હતા. એમાં 'ડરવા જેવું' આપણને કદી લાગ્યું ન હતું કેમકે આપણને આપણામાં પૂરો વિશ્વાસ હતો.

આજે તો આપણી સામે એવા અતિ ગંભીર પ્રશ્નો ડોકીઆં નહિ પણ કરતા હોય........

તો પછી મર્દ જ બનીએ; પવિત્ર બનીએ; સિદ્ધિ મેળવીને જ જંપીએ.

રાજકારણના હાઉને તો આજે જ દેશવટો દઈએ. એ તો નિર્માલ્યોની બચાવ—ઢાલ છે; આપણાથી તો એને હાથ પણ લગાડાય નહિ.

આ રહ્યો; રાજકારણની સામે પડીને ઝઝુમ્યાની ગવાહી પૂરતો આપણો ગૌરવવંતો ભૂતકાળ.

## [૧] વીર વસ્તુપાળઃ—

બાળમુનિએ બેદરકારીને લીધે મેડી ઉપરથી કાજો ફેંક્યો અને નીચેથી પસાર થતા રાજા વીશલદેવના મામા શૂરપાળના માથે પડી ગયો. ક્રોધાંધ શૂરપાળે મેડી ઉપર ચડીને તે બાળમુનિને જોરથી તમાચો લગાવી દીધો અને તરત પોતાની હવેલીએ ચાલ્યો ગયો.

જોતજોતામાં વાત નગરમાં પ્રસરી ગઇ. મહામન્ત્રી વસ્તુપાળને આ વાતની જાણ કરાઇ. હજારો જૈનો તેમની પાસે આવ્યા. યુવાનો તરફ નજર કરીને વસ્તુપાળે સત્તાવાહી અવાજે આદેશ આપ્યો, "અહીં ઊભા શું રહ્યા છો ? એ તમાચો મારનારના આંગળા કાપી નાંખો."

એક દિવસ સરસ્વતીશ્રીજી નામના સાધ્વીજી દિગંબર-સ્થાનક પાસેથી પસાર થતા હતાઃ કુમુદચન્દ્રે તેમને જોયા. તેમને ઊભા રાખીને એ બેફામ બોલવા લાગ્યા કે, "તમારો આચાર્ય તો નમાલો છે; નામનો આચાર્ય છે. પાંડિત્યનો દંભ કરે છે. સાચું પાંડિત્ય હોય તો મારું વાદનું આહ્વાન ઝીલી લે. પણ બિચારામાં બોલવાની ય શક્તિ જ ક્યાં છે ?" ઈત્યાદિ.

જૈન શાસનના ખુમારીવંતા અને ખમીરવંતા સાધ્વીએ મૂંગે મોંએ બધું ય સાંભળી તો લીધું પરન્તુ એમને નખશીશ ઝાળ લાગી ગઈ. પોતાના ધર્મગુરુનું અપમાન નિર્માલ્ય હોય તે જ સાંભળી શકે.

એ તુરત જ પૂ. દેવસૂરિજી મહારાજાની પાસે ગયા. આગ ઝરતી ભાષામાં સાધ્વીજીએ તેમને કહ્યું, "તમારા ગુરુએ તમને આચાર્યપદે આરૂઢ કર્યા તે અમારી બધાયની વિડમ્બનાઓને મૂંગે મોંએ જોયા કરવા માટે જ કર્યા છે ને ? જો આવા સમયે પણ આપ સમતા રાખીને બેસી જ રહેવા માંગશો તો આપની સમતા ભલે કદાચ આપને સદ્ગતિમાં લઇ જશે; અને ભલે કદાચ 'ઝગડાખોર' તરીકેની કુકીર્ત્તિ આપને માથે નહિ ઝીંકાતા આપનું હિત જળવાઇ રહેશે પણ મહારાજજી ! યાદ રાખજો કે આપની એ સમતા આ સંઘનું તો નિકંદન જ કાઢશે. આપના વ્યકિતગત માન-અપમાનના સવાલ કરતાં અત્યારે પ્રભુ-

## પૂ. દેવસૂરિજી મહારાજ

જે સમયે કલિકાલ સર્વજ્ઞ પૂજ્યપાદ હેમચન્દ્રસૂરિજી મહારાજા બાળ–સાધુ તરીકે–સોમચન્દ્ર મુનિ તરીકે–હતા તે સમયની, ત છે.

ડેલ આચાર્ય ભગવંત પૂજ્યપાદ દેવસૂરિજી તુર્માસ કર્ણાવતીમાં સિદ્ધ નામના શ્રાવકની હતું. એ જ નગરમાં દિગંબરાચાર્ય ચુ તે વખતે ચાતુર્માસ કર્યું હતું. એ આચા- તે ઉદાત્ત અને ધીર ન હોવાના કારણે અને ર માન્યતા તરફ તિરસ્કાર હોવાને લીધે પક્ષીયતાનું કરવામાં તે કદી પાછી પાની કરતા નહિ. ગમે તે બોલી નાંખતા પણ તે વિચાર કરતા નહિ.

ધીમે ધીમે પરિસ્થિતિ વધુ વણસતી ચાલી. આ. દેવસૂરિજી મહારાજા સ્વભાવે અત્યંત શાન્ત હોવા સાથે ખૂબ જ ગંભીર અને સહિષ્ણુ માનસ ધરાવતા હતા. એનો વધુમાં વધુ ગેરલાભ ઉઠાવવાનો દિગંબરાચાર્યે યત્ન કર્યો. સ્વમાન્યતાની પુષ્ટિ કરવા એમણે પરમાન્યતાને તિરસ્કારવાનું ચાલુ જ રાખ્યું હતું; પણ ત્યાર પછી તો પૂ. આ. દેવસૂરિજી મહારાજા માટે પણ યદ્વાતદ્વા બોલવાનું શરૂ કર્યું. વાદના આહ્વાનો પણ આવવા લાગ્યા. પરંતુ તો ય પૂ. દેવસૂરિજી સ્વસ્થ જ રહ્યા.

એક દિવસ સરસ્વતીશ્રીજી નામના સાધ્વીજી દિગંબર-સ્થાનક પાસેથી પસાર થતા હતાઃ કુમુદચન્દ્રે તેમને જોયા. તેમને ઊભા રાખીને એ બેફામ બોલવા લાગ્યા કે, "તમારો આચાર્ય તો નમાલો છે; નામનો આચાર્ય છે. પાંડિત્યનો દંભ કરે છે. સાચું પાંડિત્ય હોય તો મારું વાદનું આહ્વાન ઝીલી લે. પણ બિચારામાં બોલવાની ય શક્તિ જ ક્યાં છે ?" ઈત્યાદિ.

જૈન શાસનના ખુમારીવંતા અને ખમીરવંતા સાધ્વીએ મૂંગે મોંએ બધું ય સાંભળી તો લીધું પરન્તુ એમને નખશીશ ઝાળ લાગી ગઈ. પોતાના ધર્મગુરુનું અપમાન નિર્માલ્ય હોય તે જ સાંભળી શકે.

એ તુરત જ પૂ. દેવસૂરિજી મહારાજાની પાસે ગયા. આગ ઝરતી ભાષામાં સાધ્વીજીએ તેમને કહ્યું, "તમારા ગુરુએ તમને આચાર્યપદે આરૂઢ કર્યા તે અમારી બધાયની વિડમ્બનાઓને મૂંગે મોંએ જોયા કરવા માટે જ કર્યા છે ને ? જો આવા સમયે પણ આપ સમતા રાખીને બેસી જ રહેવા માંગશો તો આપની સમતા ભલે કદાચ આપને સદ્‌ગતિમાં લઈ જશે; અને ભલે કદાચ 'ઝગડાખોર' તરીકેની કુકીર્ત્તિ આપને માથે નહિ ઝીંકાતા આપનું હિત જળવાઈ રહેશે પણ મહારાજજી ! યાદ રાખજો કે આપની એ સમતા આ સંઘનું તો નિકંદન જ કાઢશે. આપના વ્યકિતગત માન-અપમાનના સવાલ કરતાં અત્યારે પ્રભુ-

## [૨] પૂ. દેવસૂરિજી મહારાજ

જે સમયે કલિકાલ સર્વજ્ઞ પૂજ્યપાદ હેમચન્દ્રસૂરિજી મહારાજા બાળ–સાધુ તરીકે–સોમચન્દ્ર મુનિ તરીકે–હતા તે સમયની આ વાત છે.

એમના વડિલ આચાર્ય ભગવંત પૂજ્યપાદ દેવસૂરિજી મહારાજાનું ચાતુર્માસ કર્ણાવતીમાં સિદ્ધ નામના શ્રાવકની પૌષધશાળામાં હતું. એ જ નગરમાં દિગંબરાચાર્ય કુમુદચન્દ્રે પણ તે વખતે ચાતુર્માસ કર્યું હતું. એ આચાર્યની પ્રકૃતિ ઉદાત્ત અને ધીર ન હોવાના કારણે અને શ્વેતામ્બર માન્યતા તરફ તિરસ્કાર હોવાને લીધે પક્ષીયતાનું પોષણ કરવામાં તે કદી પાછી પાની કરતા નહિ. ગમે તે રીતે બોલી નાંખતા પણ તે વિચાર કરતા નહિ.

ધીમે ધીમે પરિસ્થિતિ વધુ વણસતી ચાલી. આ. દેવસૂરિજી મહારાજા સ્વભાવે અત્યંત શાન્ત હોવા સાથે ખૂબ જ ગંભીર અને સહિષ્ણુ માનસ ધરાવતા હતા. એનો વધુમાં વધુ ગેરલાભ ઉઠાવવાનો દિગંબરાચાર્યે યત્ન કર્યો. સ્વમાન્યતાની પુષ્ટિ કરવા એમણે પરમાન્યતાને તિરસ્કારવાનું ચાલું જ રાખ્યું હતું; પણ ત્યાર પછી તો પૂ. આ. દેવસૂરિજી મહારાજા માટે પણ યદ્વાતદ્વા બોલવાનું શરૂ કર્યું. વાદના આહ્વાનો પણ આવવા લાગ્યા. પરંતુ તો ય પૂ. દેવસૂરિજી મહારાજા સ્વસ્થ જ રહ્યા.

એક દિવસ સરસ્વતીશ્રીજી નામના સાધ્વીજી દિગંબર-સ્થાનક પાસેથી પસાર થતા હતાઃ કુમુદચન્દ્રે તેમને જોયા. તેમને ઊભા રાખીને એ બેફામ બોલવા લાગ્યા કે, "તમારો આચાર્ય તો નમાલો છે; નામનો આચાર્ય છે. પાંડિત્યનો દંભ કરે છે. સાચું પાંડિત્ય હોય તો મારું વાદનું આહ્વાન ઝીલી લે. પણ બિચારામાં બોલવાની ય શક્તિ જ ક્યાં છે ?" ઇત્યાદિ.

જૈન શાસનના ખુમારીવંતા અને ખમીરવંતા સાધ્વીએ મૂંગે મોંએ બધું ય સાંભળી તો લીધું પરન્તુ એમને નખશીશ ઝાળ લાગી ગઈ. પોતાના ધર્મગુરુનું અપમાન નિર્માલ્ય હોય તે જ સાંભળી શકે.

એ તુરત જ પૂ. દેવસૂરિજી મહારાજાની પાસે ગયા. આગ ઝરતી ભાષામાં સાધ્વીજીએ તેમને કહ્યું, "તમારા ગુરુએ તમને આચાર્યપદે આરૂઢ કર્યા તે અમારી બધાયની વિડમ્બનાઓને મૂંગે મોંએ જોયા કરવા માટે જ કર્યા છે ને ? જો આવા સમયે પણ આપ સમતા રાખીને બેસી જ રહેવા માંગશો તો આપની સમતા ભલે કદાચ આપને સદ્ગતિમાં લઈ જશે; અને ભલે કદાચ 'ઝગડાખોર' તરીકેની કુકીર્તિ આપને માથે નહિ ઝીંકાતા આપનું હિત જળવાઇ રહેશે પણ મહારાજજી ! યાદ રાખજો કે આપની એ સમતા આ સંઘનું તો નિકંદન જ કાઢશે. આપના વ્યક્તિગત માન-અપમાનના સવાલ કરતાં અત્યારે પ્રભુ-

શાસનનો સવાલ મહત્વનો છે, ભલે 'ઝગડાખોર' ની અપ-કીર્ત્તિ મળે પણ એ રીતે જ શાસન-સેવાનું પુણ્ય કમાવાની આ અણમોલ તક છે. હવે આપ ઊભા થઈ જાઓ. શત્રુને ન જીતી શકાય તો સમતાના હથિયારો શા કામના ?"

પ્રશસ્ત ભાવાવેશથી બોલાએલા શબ્દો સાંભળીને, પૂ. દેવસૂરિજી મહારાજાએ સાધ્વીજીને શાન્ત પાડીને રવાના તો કર્યા પરંતુ તે કૃપાલુએ દિગંબરાચાર્યનો પ્રતીકાર કરવાનો નિર્ણય મનોમન કરી લીધો.

ટૂંક સમયમાં પાટણના સંઘને તેમણે જણાવ્યું કે, "દિગંબરાચાર્ય કુમુદચન્દ્ર વારંવાર મને વાદનું આહ્વાન આપે છે તો હવે હું પાટણની રાજસભામાં ઊઠતે ચોમાસે તેમની સાથે વાદ કરવા ઈચ્છું છું માટે તે અંગેની તમામ વિધિ તમે કરી રાખો.

આ બાજુ કુમુદચંદ્રને પણ વાદ કરવા માટે પાટણ તરફ વિહાર કરવા જણાવાયું. ચાતુર્માસ પૂર્ણ થતાં જ બન્ને આચાર્યોએ પાટણ પ્રતિ પ્રયાણ કર્યું. પાટણના સંઘમાં સેંકડો શ્રાવકોએ આયંબિલનો માંગલિક તપ શરૂ કરી દીધો. રસ્તામાં પોતાની પ્રકૃતિ મુજબ દિગંબરાચાર્યે પૂ. દેવસૂરિજી મહારાજાની ઠેકડીઓ કરવામાં કશી કમીના રાખી નહિ. પાટણના દિગંબર ધનાઢયો રસ્તામાં આવી ગયા અને કોઈ પણ ઉપાયે વિજય મેળવવો એમ નિશ્ચય કરી લીધો.

એ ભક્તોએ 'ધન' નું બળ વાપરીને સિદ્ધરાજ જયસિંહના કોશાધ્યક્ષ, ગાંગિલ નાગર અને શાસ્ત્રાર્થસભાના અધ્યક્ષ કેશવ પંડિતને અઢળક સંપત્તિ આપીને પોતાની તરફેણમાં લઈ લીધા.

શ્વેતામ્બર સંઘના અગ્રણીઓને આ વાતની ખબર મળતાં જ તેમણે પણ 'જેવા સાથે તેવા' બનવાનો નિર્ણય કર્યો; પરન્તુ તે માટે પૂ. દેવસૂરિજી મહારાજાની સંમતિ મેળવવા તેમની પાસે ઉપસ્થિત થઇને સઘળી વાત કરીને કહ્યું કે, "અમારી પાસે ય સંપત્તિની કોઈ જ કમીના નથી. આવા સમયે જો અમારી સંપત્તિનો સદુપયોગ નહિ થાય તો સંપત્તિ પણ શા કામની ? આપ અમને પણ 'લાંચ' દેવાની રજા આપો....પછી બાકીનું અમે સમજી લઇશું."

ખૂબ જ ગંભીર મુખે સચ્ચારિત્રચૂડામણિ દેવસૂરિજી મહારાજાએ કહ્યું, "એવા લાંચરૂશ્વતના હીન ઉપાયોથી મળી જતા વિજય કરતાં હું તો પરાજયને વધુ આવકાર્ય સમજું છું. ભાગ્યવાનો ! વિજય કાંઇ સંપત્તિના બળથી કે સત્તાના બળથી મળતો નથી. એ મિથ્યાભિમાનનો ત્યાગ કરો. વિજય તો માત્ર દેવગુરુની કૃપાથી જ મળે છે. તમે હવે જાઓ. એ કૃપા જ આપણું સહુનું કલ્યાણ કરશે. એ કૃપામાં મારો વિશ્વાસ અચલ છે. માટે એક પણ દ્રવ્ય એ રીતે વાપરશો નહિ. જો સંપત્તિ અને સત્તાથી જ જિન-

શાસનનો જયજયકાર થતો હોય તો ખુદ શાસનપતિ પરમાત્માએ દેવેન્દ્રો અને નરેન્દ્રોને જ પોતાના ગણધર બનાવી દીધા હોત અને એમના દ્વારા અકિંચનોના ઝુંપડાં સોનામહોરોથી ભરાવી દીધા હોત.

"ના....એ ન્યાય નથી.

"અન્યાયથી ન્યાય આપણે મેળવવો નથી. જેટલું સાધ્ય શુદ્ધ હોવું ઘટે એટલું જ સાધન પણ શુદ્ધ હોવું ઘટે."

આચાર્યભગવંતની વાણીમાં રહેલી મક્કમતાનો રણકાર સાંભળીને અગ્રણીઓ સાનંદસ્તબ્ધ થઈ ગયા. એ શાસનપ્રભાવક આચાર્યભગવંતને અંતરથી ઝૂકી પડયા.

વાદનો દિવસ નજદીક આવ્યો. વાદ શરૂ થયો.

રાજમાતા મીનળદેવીના પીયરીઆ દિગંબરપક્ષના હોવાથી એમની લાગવગનો પણ જોરદાર ઉપયોગ કરાયો. સહુને લાગ્યું કે કળિયુગમાં તો જયાં લાંચ અને લાગવગ છે ત્યાં જ વિજય છે.

પરન્તુ એ અભિપ્રાય ખોટો સાબિત થયો. 'સ્ત્રીનો મોક્ષ કદી થતો નથી' એ દિગંબર માન્યતા બાળમુનિ સોમચન્દ્રજીએ રાજમાતાને જઈને જણાવતા જ રાજમાતા દિગંબરોથી વિમુખ થઈ ગયા અને લાગવગનું જોર નાકામી. આબ બન્યું. અને પૂ. દેવસૂરિજી મહારાજા ઉપરની દેવગુરુકૃપાએ અને એનાથી જ પ્રાપ્ત થએલી વાદશકિતએ લાંચની તરવારને પણ બુઠ્ઠી બનાવી દીધી.

પૂ. દેવસૂરિજી મહારાજાને જ વિજયની વરમાળા પ્રાપ્ત થઈ.

વીરશાસનના વીરસૈનિકો ! કેવું મલિન રાજકારણ ખેલાયું છતાં ય પૂ. દેવસૂરિજી મહારાજાનો આત્મવિશ્વાસનો અજબગજબનો રણકો, એમનું અનોખું ચારિત્રબળ કેવું જબ્બર કામ કરી ગયું ?

જો સત્ય આપણા જ પક્ષે છે; અને જો સાચા દિલથી ખરેખર આપણે શાસનના પક્ષે છીએ તો આપણી લઘુમતિનો કે આપણા ટાંચા સાધનોનો કે વિરોધના ભયાનક વંટોળનો આપણે લગીરે ભય રાખવાની જરૂર જ નથી.

આપણે કામ જ કરીએ........ખુદ શાસનદેવો આપણી સહાયે આવીને ઊભા જ રહેશે. વિરોધને મારી હટાવવાનો વ્યૂહ ઘડવાની બુદ્ધિ એકાએક આપણા મગજમાં ઉત્પન્ન થઈ જશે; અણધારી કોઈ ભૌતિક સહાય આપણને પ્રાપ્ત થઈને જ રહેશે.

વર્તમાન પરિસ્થિતિના નબળા ચિત્રને જોઈને હતાશ ન થાઓ. પૂરા આત્મવિશ્વાસ સાથે તમે ગરદન જ ઉઠાવો એટલી વારમાં તો એ નબળી પરિસ્થિતિનું ચિત્ર અલોપ થવા લાગશે, રૂપાન્તર પામીને જોતજોતામાં બળવાન બની ગએલી પરિસ્થિતિનું દર્શન તમે કરવા લાગશો.

ના........નિરાશ ન બનો; રાજકારણના ભયથી ભાગી ન છૂટો. એમ ભાગી છૂટવાથી ભલે કદાચ પુણ્યયોગે તમે

શાસનનો જયજયકાર થતો હોય તો ખુદ શાસનપતિ પરમાત્માએ દેવેન્દ્રો અને નરેન્દ્રોને જ પોતાના ગણધર બનાવી દીધા હોત અને એમના દ્વારા અકિંચનોના ઝુંપડાં સોનામહોરોથી ભરાવી દીધા હોત.

"ના....એ ન્યાય નથી.

"અન્યાયથી ન્યાય આપણે મેળવવો નથી. જેટલું સાધ્ય શુદ્ધ હોવું ઘટે એટલું જ સાધન પણ શુદ્ધ હોવું ઘટે."

આચાર્યભગવંતની વાણીમાં રહેલી મક્કમતાનો રણકાર સાંભળીને અગ્રણીઓ સાનંદસ્તબ્ધ થઇ ગયા. એ શાસનપ્રભાવક આચાર્યભગવંતને અંતરથી ઝૂકી પડયા.

વાદનો દિવસ નજદીક આવ્યો. વાદ શરૂ થયો.

રાજમાતા મીનળદેવીના પીયરીઆ દિગંબરપક્ષના હોવાથી એમની લાગવગનો પણ જોરદાર ઉપયોગ કરાયો. સહુને લાગ્યું કે કળિયુગમાં તો જયાં લાંચ અને લાગવગ છે ત્યાં જ વિજય છે.

પરન્તુ એ અભિપ્રાય ખોટો સાબિત થયો. 'સ્ત્રીનો મોક્ષ કદી થતો નથી' એ દિગંબર માન્યતા બાળમુનિ સોમચન્દ્રજીએ રાજમાતાને જઇને જણાવતા જ રાજમાતા દિગંબરોથી વિમુખ થઇ ગયા અને લાગવગનું જોર નાકામીઆબ બન્યું. અને પૂ. દેવસૂરિજી મહારાજા ઉપરની દેવગુરુકૃપાએ અને એનાથી જ પ્રાપ્ત થએલી વાદશક્તિએ લાંચની તરવારને પણ બુઠ્ઠી બનાવી દીધી.

પૂ. દેવસૂરિજી મહારાજાને જ વિજયની વરમાળા પ્રાપ્ત થઈ.

વીરશાસનના વીરસૈનિકો ! કેવું મલિન રાજકારણ ખેલાયું છતાં ય પૂ. દેવસૂરિજી મહારાજાનો આત્મવિશ્વાસનો અજબગજબનો રણકો, એમનું અનોખું ચારિત્રબળ કેવું જબ્બર કામ કરી ગયું ?

જો સત્ય આપણા જ પક્ષે છે; અને જો સાચા દિલથી ખરેખર આપણે શાસનના પક્ષે છીએ તો આપણી લઘુમતિનો કે આપણા ટાંચા સાધનોનો કે વિરોધના ભયાનક વંટોળનો આપણે લગીરે ભય રાખવાની જરૂર જ નથી.

આપણે કામ જ કરીએ........ખુદ શાસનદેવો આપણી સહાયે આવીને ઊભા જ રહેશે. વિરોધને મારી હટાવવાનો વ્યૂહ ઘડવાની બુદ્ધિ એકાએક આપણા મગજમાં ઉત્પન્ન થઈ જશે; અણધારી કોઈ ભૌતિક સહાય આપણને પ્રાપ્ત થઈને જ રહેશે.

વર્તમાન પરિસ્થિતિના નબળા મિત્રને જોઈને હતાશ ન થાઓ. પુરા આત્મવિશ્વાસ સાથે તમે ગરદન જ ઉઠાવો એટલી વારમાં તો એ નબળી પરિસ્થિતિનું ચિત્ર અલોપ થવા લાગશે, રૂપાન્તર પામીને જોતજોતામાં બળવાન બની ગએલી પરિસ્થિતિનું દર્શન તમે કરવા લાગશો.

ના........નિરાશ ન બનો; રાજકારણના ભયથી ભાગી ન છૂટો. એમ ભાગી છૂટવાથી ભલે કદાચ પુણ્યયોગે તમે

અને તમારા બાળ-બચ્ચાંનો પરિવાર મજાથી આ જીવન તો પૂરું કરી લેશો પણ આવા પ્રકારની ભાગેડુવૃત્તિનું ખતરનાક પાપ તમારા લલાટે એવું લખાશે કે એના ફળ ભોગવતાં ચીસો નાંખીને ય શાન્તિ નહિ. મળે.

શાસન ઉપર આફતના વાદળ જામ્યા હોય તે વખતે આપ સલામતી શોધીને ઘરમાં બેસી રહેનાર મર્દ જેવો નામર્દ કદાચ જગતમાં કોઈ નહિ હોય.

રે! આપમતલબમાં તો પશુઓ ય પુરા કાબેલ હોય છે તે પછી માનવે; અને તેમાં ય જિનશાસનના શ્રાવકે.... આથી કયી વધુ પ્રાપ્તિ કરી?

જિનશાસનનો એકેકો શ્રાવક એ જિનશાસનનો મરણીઓ મર્દ છે.

વીરશાસનનો એકેકો શ્રાવક એ વીરશાસનનો વીરસૈનિક છે; કેસરીઆ એનું જીવન છે; શહાદત એનો આદર્શ છે; બલિદાન એના જીવનનું પૂર્ણવિરામ છે.

રાજકારણના સંયોગોની નિર્માલ્ય વાતો કરીને આક્રમણોથી ભાગી છૂટનારો શક્તિમાન માણસ એ જિનશાસનનો શ્રાવક જ નથી; પછી ચાહે તેટલી અષ્ટ પ્રકારી જિનપૂજા કરતો હોય; ચાહે તેટલા નવકાર ગણતો હોય, ચાહે તેટલી મૈત્રી ભાવના ભાવતો હોય કે ચાહે તેટલા સામાયિક-પ્રતિક્રમણ કે પૌષધ કરતો હોય.

આ સમયનો પુકાર જ એ છે, "શાસન ખતરામાં છે; સહુ સાબદા બનો. યુદ્ધના મોરચે હાજર થઇ જાઓ"

સમયના આ તકાજાની અવગણના કરનારાઓને દુર્ગતિઓ સાદ દઈ રહી છે!

# [૩] પૂ. સિંહસૂરિજી મહારાજા

આજથી ત્રીજા-ચોથા સૈકાની જ વાત છે. વિજયનગરના વિશાળ સામ્રાજય ઉપર વૈષ્ણવધર્મી રાજા બુક્કરાજનું શાસન હતું.

પરધર્મીઓએ લાગ જોઈને જૈનોને પરાસ્ત કરવાનું છાટકું ગોઠવ્યું. વિજયનગરમાં એ વખતે કોઈ સમર્થ વાદી જૈન-સાધુ ઉપસ્થિત ન હતા. પરધર્મીઓએ રાજાને સાધી લઇને જૈનો સાથે વાદ ગોઠવ્યો. જો જૈનો પરાજય પામે તો વિજયનગરના વિશાળ સામ્રાજયની હદપાર થવું તેમ નક્કી કરવામાં આવ્યું. વિજયનગરનો સંઘ આ અતિ ભયાનક આફતના ઘેરાયેલા વાદળ નીચે એકઠો થયો. દૂર દૂરના દેશો સુધી નજર નાખી. ત્યાં ૭૦૦ ગાઉ દૂર આવેલા અયોધ્યામાં વાદકેસરી આચાર્ય ભગવંત શ્રીમદ્ સિંહસૂરિજી મહારાજા નજરમાં આવ્યા. દોઢ માસ પછી વાદ થવાનો હતો.

તરત જ સાંઢણીસ્વારને સંઘના પત્ર સાથે અયોધ્યા રવાના કરવામાં આવ્યો. "૪૦ દિવસ અને ૧૪૦૦ માઈલ ! શી રીતે પહોંચવું ?" પૂજ્યપાદ આચાર્ય ભગવંત વિમાસણમાં પડયા. આખી રાત એ ચિંતામાં જ પસાર કરી. સવારે વિહાર કરવાનો નિર્ણય કરી લીધો. બહાદૂર અને વિદ્વાન્ મુનિવરોનું જૂથ તૈયાર કર્યું.

અત્યુગ્ર વિહાર આરંભાયો. રસ્તામાં કેટલાક સાધુઓ કાળધર્મ પામ્યા. કેટલાક માંદગીમાં પટકાયા પણ સહુના હૈયે એક જ વાત હતી; "વીરશાસન ઉપરની આફતનું નિવારણ કરવું; વિજય મેળવીને જ જંપવું." મરણ પામતા દરેક મુનિવરનો અંતિમ શબ્દ એ હતો, "ગુરુદેવ ! પાછા પડશો નહિ, વિજય મેળવીને જ જંપજો." અને....આ શબ્દો સાંભળીને બુઝર્ગ આચાર્ય ભગવંતની આંખે પાણી આવી જતા.

જેના હૈયે જિનશાસન છે; સિવાય કશું જ નથી.... એને તો સહુ સહાય કરે છે; પરિસ્થિતિને પણ પલટાઈ જવું પડે છે.

રે ! જેના હૈયે 'શાસન' સિવાય કશું જ નથી એનું તો પુણ્ય જ કેટલું ઉગ્ર હોય ? એ શીઘ્ર ફળ આપે તેમાં નવાઈ શી છે ?

વિજયનગરની વાદ સભામાં પૂ. સિંહસૂરિજી મહારાજા પહોંચી ગયા અને વિજય ડંકો વગાડી દીધો !

કેવા હશે એ રાજકારણના રંગતરંગ ! આજે તો એમાંનું કશું ય નથી. આમ છતાં જે શ્રીમંતોના-હાથમાં કેટલીક અનિચ્છનીય સત્તાઓ પ્રાપ્ત થઇ છે તેનું પરિણામ એ આવ્યું છે કે રાજકારણથી ડરતાં; આપ-સલામતીને પ્રાધાન્ય આપતાં; રાજકારણીઓની ખુશામતને સદા માટે અકબંધ રાખવાના સંકલ્પવાળા એ શ્રીમંતો તીર્થો સુદ્ધાંને સોંપી દેવા તૈયાર થયા છે. કેમકે એમની વિલક્ષણતા આસમાનને આંબી છે; પોતાના ધંધા વગેરેના સ્વાર્થોને જરાય ઘા દેવાની એમની તૈયારી નથી; 'ઝગડાખોર' તરીકેની નામનાથી એ લોકો સદા બીતાં-ભાગતાં ફરે છે.

'સમાધાનપ્રિય' તરીકેની સસ્તી કીર્તિ કમાઇ લેવાની મીઠી ચળને તેઓ રોકી શકતા નથી. અને બીજી બાજુ શ્રમણસંસ્થાનું ઘર વિખવાદની આંધીએ ચડ્યું છે.

'એટલે રાજકારણની સામે તો પડાય જ નહિ' એવી નકલી અને તકલાદી ઢાલની ઓથ લઈને શાસનના કેટલાય પ્રશ્નોમાં કોર્ટ દ્વારા, લવાદ દ્વારા, 'બાંધ છોડ'ની નિરપેક્ષ નીતિ દ્વારા આ અગ્રણીઓ કેટલુંક ગુમાવી ચૂક્યા છે અને હજી ઘણું ગુમાવવાના છે.

જો આપણે સહુ થોડા મક્કમ બની જઈએ અને 'શાસન' ખાતર બધી વાતનો ભોગ આપી દેવાની

તૈયારી રાખીએ તો આજના સંયોગોમાં પણ રાજકારણુ જ શું ? પણ કોઈ મોટામાં મોટું આક્રમણનું મેદાન આપણે મારી જઈએ તેટલી તાકાત આપણામાં જીવંત પડી છે.

જિનશાસનના બહાદૂર શ્રાવકો ! જાગો...માભોમની હાકલ પડી છે. હવે નબળા અને નિર્માલ્ય ન રહો....ઊઠો ....બસ તમે જ ઊભા થાઓ....આજૂબાજૂ કોઈના ઊભા થવાની કશી અપેક્ષા રાખ્યા વિના ઊભા થઈ જાઓ........ જૂઓ, જોતજોતામાં એક મોટું લશ્કર તમારી આંખ સામે ખડું થઇ જશે.

## પૂ. રામચન્દ્રસૂરિજી મહારાજા

[૪]

કલિકાલ સર્વજ્ઞ ભગવંતની પાટે આવેલા આચાર્ય-ભગવંત શ્રીમદ્ રામચન્દ્રસૂરિજી મહારાજા !

કલિકાલ સર્વજ્ઞ ભગવંતે પોતાના અંતિમ દિવસોમાં પટ્ટધરને કહ્યું હતું કે, “મુનિ બાલચન્દ્ર આચાર્યપદ લેવા માટે ધમપછાડા કરે છે પણ એને માટે એ તદ્દન અયોગ્ય છે, તારે પણ આ વાતનો ખ્યાલ કરવો અને તેને કદી તૃતીયપદે આરૂઢ કરીશ નહિ.”

પૂ. રામચન્દ્રસૂરિજી મહારાજાએ એમની આજ્ઞાને માથે ચડાવી. ગુરૂદેવશ્રી કાળધર્મ પામ્યા.

મુનિ બાલચન્દ્રે રાજા અજયપાલને પોતાનો ભક્ત બનાવ્યો હતો. રાજા અજયે પૂ. રામચન્દ્ર સૂરિજી મહારાજાને કહ્યું કે તેમણે બાલચન્દ્ર મુનિને આચાર્યપદ પ્રદાન કરવું.

પણ ગુર્વાજ્ઞાને લોપે તેવા આ શિષ્ય ન હતા. એમણે સ્પષ્ટ નનૈયો સુણાવી દીધો. રાજા અજય ક્રોધથી નખશીશ સળગી ઊઠયો. મરણાન્ત કષ્ટ આપવાની ધમકી આપી. પરન્તુ પરમ ગુરુભક્ત આ. રામચન્દ્રસૂરિજીએ સ્પષ્ટ કહી દીધું કે, "રાજન્! ગુમાન ન કર! આત્મા અમર, અદાહ્ય અને અછેદ્ય આત્માને તમે મારી શકતા નથી, બાળી શકતા નથી કે છેદી પણ શકતા નથી.

વધુ ગંભીર થઈ ને એ સચ્ચારિત્ર ચૂડામણિ આચાર્ય ભગવંતે કહ્યું, "રાજન્! તમને આધીન થઇને જીવવા કરતાં જંગલનો સ્વતન્ત્ર કૂતરો થવા હું રાજી છું."

સહુને એ વાત સુવિદિત છે કે રાજા અજયે એ શાસન શિરતાજ આચાર્ય ભગવંતને ધગધગતી તેલની કડાઈમાં ચડી જવાનો આદેશ કર્યો.

અને તો.......ય....એવા એ રાજકારણથી જરા ય ડર્યા વિના એ મહાપુરુષ 'અરિહંત....અરિહંત'...ના નામનો

ઉચ્ચાર કરતાં કરતાં એ કડાઈએ સાનંદ ચડી ગયા અને દેહ છોડી દીધો.

રાજાના આ ભયંકર પાપે રાજાને પણ થોડા જ મહિનાઓમાં ખતમ કર્યો.

વીર સૈનિકો ! રાજકારણ સામેના આપણા દાવ તો આવા જાનફેસાનીના રંગે રંગાએલા હતા. રાંડીરાંડ ડોશીના બાંધછોડીઆ નિર્માલ્ય વિચારોએ તો આપણા રાજકારણની રણભૂમિ ઉપર કદી દેખાં પણ દીધા નથી. એ તો આ એકવીસમી સદીના અગ્રણીઓની જ–કશું જ નહિ કરવાની નાહિંમતની સંરક્ષક ઢાલ છે.

ભલે એમ હોય...પણ આપણે કાંઇ એ નિર્માલ્યોના શાસનને કે અભિપ્રાયોને વશ થવાની કશી જ જરૂર નથી. હા. જયારે મર્દો બધા ય મરી પરવાર્યા હશે ત્યારે શાસન રક્ષા કરવા ખાતર ગાંડા સાથે ગાંડા પણ બનીશું અને એ રીતે ય શાસન સેવા કરીશું. પણ હજી શાસનપતિએ પોતાના શ્રીમુખે કહેલો એ સમય આવી લાગ્યો હોય તેમ લાગતું નથી.

હજી તો આપણે ખમીરવંતા એવા તબક્કામાંથી પસાર થઇ રહ્યા છીએ કે આપણે–નાનકડાં પણ વીર બાળ– જો આંખ ઊંચી કરીને નિર્માલ્ય મનોદશાના માલિકોને કહી દઈએ કે, “જિનશાસનની વાસ્તવિક રીતની સેવા

રતા આવડતી હોય તો પુનઃ પુનઃ ઝૂકી ઝૂકીને તમને પ્રણામ કરવા તૈયાર છીએ; અમારા સેનાધિપતિ તમે જ બનો. પરન્તુ જો એવી હિંમતનું દેવાળું ફુંકી નાખ્યું હોય તો દેવાળીઆઓના હાથમાં આ જયવંતા શાસનની ધુરા અમે રહેવા દઇ શકીએ નહિ. તમે આજે જ એ ધુરાને છોડી દો, અને શાસનથી પણ વધુ પ્યાર જે સ્વજનો ઉપર કે સત્તા યા સંપત્તિના માનપાન ઉપર તમને છે તેને સંભાળી રાખવા તમારા ઘરમાં તમે બેસી જાઓ."

આ તો વીરનું શાસન છે! વીરોનું શાસન છે. ! ક્ષત્રિયોનું ક્ષાત્રવટ જ અહીં કામીઆબ છે; વણિકોના વાણિઆવેડા તો આ નાવને ડૂબાડી જ દે."

વીર સૈનિકો ! માનપાન અને ઈજ્જત–આબરૂના જ પ્રેમી એ અગ્રણીઓ તમારા આટલા જ કડવા સત્યની કાંકરીને ખમી શકે તેમ નથી; અપમાન તો એમણે કદી-ક્યાંય–જોયું નથી એટલે આ અભૂતપૂર્વ વેણ સાંભળતા જ ચાવીનો જૂડો ફેંકી દેતાં તે 'સ્વ' પ્રેમી લોકોને પળની ય વાર લાગવાની નથી.

તે જૈન શાસનનું રખવાળું કરતાં તે સાધુઓ જ સાચા શાસનસેવકો છે; જેઓ માન–અપમાનની લગીરે પરવા કર્યા વિના; સન્માન સમારંભ કે આભાર દર્શનની થોડીક પણ અપેક્ષા રાખ્યા વિના; ગુમાસ્તાધારો લાગુ

પાડ્યા વિના, 'શાસન' નામની સંસ્થાની ઓફિસ ઉપર; વગર પગારે 'ડે એન્ડ નાઈટ' સર્વિસ કરે છે! ગાળો દે તો ય ત્યાંથી ખસે નહિ; બદનામ કરો તો ય એ સેવા મૂકે નહિ, મારો તો ય ત્યાંથી ઊખડે નહિ.

આવું ખમીર જેનામાં ન હોય તેને 'શાસન'ની કોઈ પણ પેટાસંસ્થાનું કામકાજ પણ સોંપાય નહિ. એવા માણસો તો જમાનાવાદ, બહુમતવાદ, કાયદા અને રાજકારણની ભાષામાં જ બધી વાતો કરે....જે વાતો જિનશાસનને ખતમ કરવા સિવાય બીજી કોઈ સિદ્ધિ દેખાડી શકે તેમ નથી.

ઉદેપુરનો વાણીઓ

[૫]

વીરસૈનિકો ! જિનશાસનનું રખવાળું કરવું એ કાંઈ માત્ર શ્રમણસંસ્થાની જ જવાબદારી નથી. ભલે મુખ્યતા તેમની હોય; પરન્તુ આખા ય ચતુર્વિધ સંઘના માથે–એ સંઘના નાનકડા બાળના માથે પણ—એની રખેવાળીની જવાબદારી છે. જેને જ્યાં જેમ શાસ્ત્રનીતિથી યોગ્ય લાગે તેમ તે શાસનસેવા અને સંસ્કૃતિરક્ષા કરી શકે છે. જ્યાં ને ત્યાં નિરપેક્ષ દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવના કુતર્કોની બચાવ–ઢાલ આગળ કરાય નહિ.

એક વાત આપણે સહુએ યાદ રાખવાની છે કે ભોગ-વાદના ભયાનક ઘોડાપૂર જ્યારે ઉમટયા હોય ત્યારે તો આખુ ય જગત આ પૂરના ધસમસતા પાણીમાં તણાવાનું જ પસંદ કરે; સામે પૂરે જવાની તો કોક જ નરબંકો હિંમત કરે.

પરન્તુ જ્યારે જ્યારે આવી સગવડીઆ ગાડરવૃત્તિનો ભોગ આર્યાવર્ત્તના અનેક લોકો બની રહ્યા હોય ત્યારે તેમને સાચું બતાડવાનું કામ એક માત્ર-ઉત્કૃષ્ટ આદર્શોને વરેલા જૈનોનું-તેના અગ્રણીઓનું છે.

ચલતી ગાડીમાં તો બધા ય બેસી જશે. ઉગતા સૂરજને તો સહુ નમશે કેમકે એમાં કયાં તરવારની અટા-પટાબાજીઓ ખેલવાની છે? એમાં કયાં વિરોધની ઝડીઓ વરસવાની છે કે ગાળોનો વરસાદ વરસવાનો છે?

પણ તેથી શું? આવા વખતે સત્ય સમજાવવાની કપરી કામગીરી જે બજાવે તે જ વીર છે; તે જ પરાર્થવ-ત્સલ છે; તે જ મર્દ છે

એક વાતનો વહેલી તકે આપણે નિર્ણય લઈએ કે નેતા (leader) કોણ? ભોગવાદી અભિપ્રાયો ધરાવતા લોકો? કે શાસ્ત્રીય માન્યતા ધરાવતા આપણે?

જો ભોગવાદીઓના અભિપ્રાયોનું જ નેતૃત્વ નક્કી થતું હોય તો આપણે તેના પ્રવાહે ચાલવાનું-તણાવાનું-જરૂર

પસંદ કરીશું; પણ જો આપણું નેતૃત્વ સાબિત થતું હોય તો તેમાં તણાવાની ક્ષુદ્ર મનોવૃત્તિને ખતમ કરી દેવી પડશે; અને ભોગવાદના ઘોડાપૂરે તણાતા આત્માઓના આપણે માર્ગદર્શક બનવું જ પડશે. આપણે તેમને સાચો રાહ–સામા પૂરે જવાનો–દેખાડવો જ પડશે.

પછી દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવની નિરપેક્ષ વાતો કરીને 'ચાલતી ગાડીમાં' બેસી જવાની–સસ્તી કીર્ત્તિ કમાવાની અને કશું જ ન કરવાની નિષ્ક્રિયતાને પોષવાની મનોવૃત્તિના ભોગ કદી બની શકાશે નહિ.

ઉદેપુરના એક મહારાજાની તમને વાત કરું. દશેરાના દિવસે નગરમાં ઉદેપુરના મહારાજાની સવારી નીકળી હતી. મહારાજાએ નફ્ફટ બનીને પોતાની રખાત નન્નીજાનને હાથી ઉપર પોતાની સાથે બેસાડી હતી.

એ દશ્ય જોતાં જ એક મહાજનના મનમાંથી ઊંડી ચીસ નીકળી ગઈ. એ મનોમન બોલી ઉઠયા; "હાય ! રાજા જો આટલો નફ્ફટ થઈને ફરશે તો એની રૈયત શું શીખશે ?"

મહારાજાને બોધપાઠ દેવાનો તેણે નિશ્ચય કર્યો. રાજાની સવારી એ મહાજનની દુકાનેથી પસાર થવા લાગી. મહારાજાનો હાથી પણ ત્યાં આવી ગયો. પણ મહાજને તો ચોપડામાં જ માથું રાખી મૂકયું. જાણે સવારી આવી

પહોંચ્યાની કશી ખબર જ નથી એવી એકાકારતાનો દંભ કર્યો.

પણ–તો ય–ચતુર મહારાજાને ગંધ આવી ગઈ. સવારી ઊતરી ગયા બાદ મહાજનને રાજદરબારમાં બોલાવવામાં આવ્યા. એમને મહારાજાએ પૂછ્યું; "મહાજન! મારી સામે જોવાની ય તમને એ વખતે ફુરસદ ન હતી કે ?"

હાથ જોડીને મહાજને કહ્યું, "રાજન્! શતાયુ બનજો. મને ક્ષમા કરજો. વાત એટલી જ હતી કે આપની સામે જોતાં આપની રખાતનું મોં પણ મારાથી જોવાઈ જાય તેમ હતું. એમ થતાં મારે ઉપવાસ કરવો પડે તેમ હતું. તબિયત જરા મોળી છે એટલે ઉપવાસ કરવાની તેવડ ન હતી એથી મેં આપની સામે જોયું નહિ."

આટલી વાતમાં તો ઉદેપુરનરેશ બધું ય પામી ગયા. એમને પોતાની અશિસ્ત વર્ત્તણુક બદલ ભારે રંજ પેદા થયો.

આવા હતા; નીડર ધર્મરક્ષક મહાજનો!

આજના અગ્રણીઓને તો રાજકારણની સામે પડવામાં જાણે કેટલા લાખ ભય સતાવતા હશે? વાત પણ છે તો એવી જ; કેટલાંય આડા-અવળાં કરવાના કારણે એમને રાજના દુશ્મન થતાં રાજનો ભય સતાવતો હોય તો તેમાં નવાઈ નથી. પણ તો પછી વાત એટલી જ છે કે એવા લોકોએ

શાસનસેવાના સ્થાનો ઉપરથી ખ:
તો નિર્ભય બનીને શાસનસેવાનું

ભાગેડુવૃત્તિ કે ભયવૃત્તિ
શાસનનું મહા અહિત કરે છે.
અહિત જ થાય છે. આની સા
વિચાર તો ખૂબ જ માસુકી અને

## ઉજમશી

સુરતના વતની–એક વૃદ્ધજન
વીરતાભરી કહાણી છે.

૫૦–૬૦ વર્ષ પહેલાં મુંબઇ
ઘટના છે. શરીરે લાંબા હોવાથી
લાંબો તરીકે અને આંખે કાણો હો
કાણો તરીકે મુંબઇમાં પ્રસિદ્ધિ પા
દોસ્ત હતા. જન્મના જ એ જૈ
પૂરા અને શૂરા હતા.

એ વખતના મુંબઇના એ
એમને ભૂલે ચૂકે પણ કોઈ કદી

એ સમયમાં કોઈ પારસી
તૈયાર કર્યું. જૈનસંઘમાં ખળ

થયો. આગેવાનો તે પારસીને મળ્યા. પણ પારસીએ તો દાદ ન દીધી. છેવટે પેલા બે દાદાઓને અગ્રણીઓ મળ્યા. ગમે તેમ તો ય એમના લોહીમાં જૈનત્વ હતું. જૈન અગ્રણીઓનું પોતાના ઘરે આગમન થતાં જ એમની આંખે હર્ષના આંસુ આવી ગયા. ઉચિત સ્વાગત કરીને વાતો શરૂ થઈ. બધી વાત સમજી લઈ ને બન્નેએ સંઘાગ્રણીઓને જણાવી દીધું કે, "તમે સહુ બેફીકર રહો. અમે પણ જેવા તેવા તો ય મહાવીરના સંતાન છીએ. અમારા હૈયે આજે ય મહાવીર છે. જાઓ....એ નાટક નહિ ભજવાય. અમે તમને ખાત્રી આપીએ છીએ. તમે નિશ્ચિંત થઈ જાઓ."

સંઘાગ્રણીઓએ તે કારવાહી માટે જરૂરી રકમ આપવા યત્ન કર્યો. તેમણે સાભાર અસ્વીકાર કરતા કહ્યું, "આવો લાભ અમને જડે ય કયાંથી ? તમે તો ધર્મના કામો સતત કરતા જ રહો છો."

અગ્રણીઓ સંતોષ પામીને વિદાય થયા.

આ બાજુ એ સિનેમાના પહેલા જ શોની બધી જ ટિકિટો ખરીદી લીધી. નગરના તોફાની તત્ત્વોને આ ટીકીટો વહેંચી આપી અને તોફાન કરવાની સત્તા આપી.

પછી તો પૂછવું જ શું ?

પહેલા જ શોમાં હેકારો મચી ગયો. બંબાવાળાઓ દોડયા. ઉજમશી લાંબો અને વીરજી કાંણો ચાર-ચાર

શાસનસેવાના સ્થાનો ઉપરથી ખસી જવું જોઇએ. અથવા તો નિર્ભય બનીને શાસનસેવાનું કામ કરવું જ જોઈએ.

ભાગેડુવૃત્તિ કે ભયવૃત્તિ તો વિશ્વકલ્યાણકર જિન-શાસનનું મહા અહિત કરે છે. એથી 'સ્વ'નું પણ મહા અહિત જ થાય છે. આની સામે આ લોકનાં હિતોનો વિચાર તો ખૂબ જ મામુલી અને અત્યંત ગંધાતો લાગે છે.

## ઉજમશી લાંબો : વીરજી કાંણો.

[૬]

સુરતના વતની—એક વૃદ્ધજન પાસેથી સાંભળેલી આ વીરતાભરી કહાણી છે.

૫૦–૬૦ વર્ષ પહેલાં મુંબઇમાં બનેલી આ સત્ય ઘટના છે. શરીરે લાંબા હોવાથી ઉજમશીભાઈ, 'ઉજમશી લાંબો તરીકે અને આંખે કાણા હોવાથી વીરજીભાઇ વીરજી કાંણો તરીકે મુંબઇમાં પ્રસિદ્ધિ પામ્યા હતા. બે દિલોજાન દોસ્ત હતા. જન્મના જ એ જૈન હતા; બાકી બધી વાતે પૂરા અને શૂરા હતા.

એ વખતના મુંબઇના એ બન્ને ય 'દાદા' કહેવાતા. એમને ભૂલે ચૂકે પણ કોઈ કદી છંછેડતું નહિ.

એ સમયમાં કોઈ પારસીએ નેમરાજૂલનું ચિત્ર તૈયાર કર્યું. જૈનસંઘમાં ખળભળાટ જાગ્યો. સંઘ ભેગો

થયો. આગેવાનો તે પારસીને મળ્યા. પણ પારસીએ તો દાદ ન દીધી. છેવટે પેલા બે દાદાઓને અગ્રણીઓ મળ્યા. ગમે તેમ તો ય એમના લોહીમાં જૈનત્વ હતું. જૈન અગ્રણીઓનું પોતાના ઘરે આગમન થતાં જ એમની આંખે હર્ષના આંસુ આવી ગયા. ઉચિત સ્વાગત કરીને વાતો શરૂ થઈ. બધી વાત સમજી લઈને બન્નેએ સંઘાગ્રણીઓને જણાવી દીધું કે, "તમે સહુ બેફીકર રહો. અમે પણ જેવા તેવા તો ય મહાવીરના સંતાન છીએ. અમારા હૈયે આજે ય મહાવીર છે. જાઓ....એ નાટક નહિ ભજવાય. અમે તમને ખાત્રી આપીએ છીએ. તમે નિશ્ચિંત થઈ જાઓ."

સંઘાગ્રણીઓએ તે કારવાહી માટે જરૂરી રકમ આપવા યત્ન કર્યો. તેમણે સાભાર અસ્વીકાર કરતા કહ્યું, "આવો લાભ અમને જડે ય ક્યાંથી ? તમે તો ધર્મના કામો સતત કરતા જ રહો છો."

અગ્રણીઓ સંતોષ પામીને વિદાય થયા.

આ બાજુ એ સિનેમાના પહેલા જ શોની બધી જ ટિકિટો ખરીદી લીધી. નગરના તોફાની તત્ત્વોને આ ટીકીટો વહેંચી આપી અને તોફાન કરવાની સત્તા આપી.

પછી તો પૂછવું જ શું ?

પહેલા જ શોમાં હેકારો મચી ગયો. બંબાવાળાઓ દોડયા. ઉજમશી લાંબો અને વીરજી કાંણો ચાર–ચાર

ઘોડાની બે બગીમાં મુકર્રર કરેલા સમયે આવી ગયા. પેલા પારસીને ખૂબ ઠમઠોર્યો. માફી માંગી ત્યારે છોડયો.

નેમરાજૂલનું એ ચિત્ર કાયમ માટે ધરતીમાં ભંડારાઈ ગયું.

કેવો હતો એ મર્દાનગીથી થનગનતો કાળ !

દાદાઓના લોહીમાં ય જૈનત્વનું ખમીર ધખતું હતું. આજના પૂજા-પાઠ કરનારા, જિનવાણી સાંભળનારા, સાધુઓના ભકત બનેલાઓ, મંદિરો બનાવનારાઓ, મહોત્સવો કરાવનારાઓ કેટલાક શું ખમીરવંતા હશે ખરા ? શાસન ઉપરની કોઇ આફત સાંભળીને એમના લોહી ઊકળી જતા હશે ખરા ? નિંદ હરામ થતી હશે ખરી ? રામ....રામ....કરો.

તો પછી પેલા પૂજા-પાઠનો અર્થ શું ? શક્તિમંતોની ઉદાસીનતા એમને દુર્ગતિનઃ હવાલે નહિ કરે શું ? પૂજા -પાઠના પુણ્યો એની આડે આવી શકવા જેટલી તાકાત તો ધરાવતા નથી જ !

રે ! આ કાળની અપેક્ષાએ જો સમ્યગ્દર્શનની વ્યાખ્યા કરવાનું કોઈ મને કહે તો, હું તો એમ જ કહું કે, જિનશાસન ખાતર મરી ફીટવાની જીવતી ખુમારી એ જ સમ્યગ્દર્શન !

એના વિનાના પૂજા-પાઠ અને પ્રતિક્રમણ-બધું ય નકામું....એ બધા ભેગા થઇને ય મોક્ષ ન આપી શકે.

વીરસૈનિકો ! બીજું ઓછું-વત્તું હજી ચાલશે, પણ ખુમારીની ઊણપ તો કદી નહિ ચાલી શકે. જેની ખુમારીને બિમારી લાગુ થઈ; જેની ખુમારીની ખુવારી થઈ એના જેવો અભાગીઓ આ જૈનશાસનમાં બીજો એકે ય નહિ.

## ગંગામા

[૭]

હવે તો આપણે આપણી ખૂબ જ નજીકના ભૂતકાળ પાસે આવી ગયા. શેઠ લાલભાઈ દલપતભાઇના માતુશ્રી ગંગામા !

જૈનશાસનના એ મહાશ્રાવિકા હતા ! કેમકે એની નસનસમાં જૈનશાસનની ખુમારી હતી ! એમના દેહના લોહીના બુંદ બુંદમાં આગ જલતી હતી; ખુમારીની.

કાયાથી જ એ સ્ત્રી હતા, દિલના એ મર્દ હતા. એમના જીવનની ઝિંદાદિલીઓની શૌર્ય ગાથા જયારે જયારે સાંભળવા મળી છે ત્યારે ત્યારે હૈયું બોલી ઊઠયું છે.... 'જનની, જણજે શૂર જન....!'

એમના સમયની વાત છે. એક પવિત્ર પહાડ ઉપર યુરોપીઅનો પોતાના આનંદ-પ્રમોદ માટે ગેસ્ટ-હાઉસ બનાવતા હતા. માંસાહારી લોકોને માંસ અને દારૂ વિનાનું તો ભોજન જ ન હોય. એ સ્વાભાવિક બીના છે.

ભારતના જૈન સંઘોને આ વાતની જાણ થઈ. સંઘોનું એક ડેપ્યુટેશન સંઘનેતા શેઠ લાલભાઈની પાસે ગયું. 'ગેસ્ટ-હાઉસ' ન થાય તે માટેની બધી કારવાહી કરવા વિનંતિ કરી. પરન્તુ શેઠે તો કહી દીધું કે, "મારાથી એ નહિ બની શકે. જેનું રાજ ચાલે છે તેની સામે હું પડી શકીશ નહિ."

સંઘાગ્રણીઓ હતાશ થયા. એટલામાં કોકે ગંગામાની યાદી આપી. સહુએ તેમને બધી વાત કરી. દીકરા લાલભાઈનો ઉદ્ધત જવાબ સાંભળીને ગંગામા સમસમી ઊઠયા. સંઘાગ્રણીઓને માનભેર વિદાય આપી.

સાંજે શેઠ જમવા આવ્યા. ગંગામાએ સોનાની થાળીમાં ચૂડો અને ચૂંદડી મૂકયાં. લાલભાઈ સ્તબ્ધ થઈ ગયા. માતાના મિજાજનો એમને અનુભવ તો હતો જ, એટલે એમને વિનીતભાવે પૂછ્યું, " મા ! આમ કેમ ?"

ગંભીર મોં કરીને સણસણતી ભાષામાં ગંગામાએ કહ્યું," લાલા ! ભારતભરનાં જૈનસંઘનો તું નાયક બન્યો છે. એ પદને છાજે તેવો વર્ત્તાવ કરી દેખાડવાની તાકાત હવે મને તારામાં દેખાતી નથી. માટે જ આ ચૂડો અને ચૂંદડી તને પહેરાવી દેવા લાવી છું.

"જો આમ ન હોત તો મારો લાલો, સંઘના અગ્રણીઓને લાચારીભર્યો નફ્ફટ જવાબ દેત ખરો ?

લાલા ! કટોકટીની પળે કામ કરવાની તારામાં તેવડ ન હોય તો સંઘના અગ્રેસર તરીકેની તારી આબરૂ શું ?"

કહેવાની જરૂર નથી કે શેઠ લાલભાઇએ ત્યાં જ 'હવે ગેસ્ટ-હાઉસ નહિ થવા' દેવાની પ્રતિજ્ઞા કરી. અને કામ પાર ઉતાર્યું.

જૈનશાસનની બાઈ એટલે શ્રાવિકા !

શ્રાવિકા એટલે ખુમારીના તેજથી ઓપતી વીરનારી !' એ કાંઈ રેંગીપેંગી વાતો ન કરે !

કોની પાસે જઇને મર્દાનગીની આ કથાઓ કરવી ?' એ જ અત્યારે તો સમજાતું નથી.

ઓ વીરની શ્રાવિકાઓ ! તમે દરેક ગંગામા ન બની જાઓ ? એના ખમીરથી દીપતો તમારો દેહ બની જાય તો તમારું એકેકું સંતાન વીરશાસનનો બાળ સૈનિક બની જાય.

બાળ પણ કોનો ? વીરનો.

બચ્ચુ પણ સિંહનું.

નાનકડો દાણો પણ રાઈનો.

એનો ચમચમાટ તો મોટા પહેલવાનને ય ભારે પડી જાય !

# માંડલના વાડીભાઈ ગાંધી

[૮]

માંડલ મહાજનના એ શેઠ હતા. નામે વાડીલાલ ગાંધી.

જીવદયા તો જાણે એમની જ. જબરદસ્ત પાંજરાપોળ ચલાવે. હજારો પ્રાણીઓની દુવા પામે.

પાંજરાપોળ માટે એમણે વિશાળ બીડ રાખ્યું હતું. માથાવઢ ઘાસથી એ આખું ય બીડ ઝૂમી ઊઠતું.

રાતના સમયે જે તે ખેતરમાં ગરબડ કરી આવતાં કેટલાક પશુઓ ઠકેરોની બંદુકની ગોળીથી બચવા માટે આ બીડમાં લપાઈ જતા.

જે બીડના આશ્રયે આવ્યું એને વાડીલાલ ગાંધીનું અભયવચન મળ્યું. ઠકેરો હવે કાંઈ જ કરી શકતા નહિ.

છેવટે સરકારને ફરિયાદ થઈ મોરારજીભાઈનું એ વખતે રાજ ચાલે. કશી કારી ન લાગી એટલે છેવટે મોરારજીભાઈ પાસે આવ્યા. ગાંધીએ પાંજરાપોળ બતાડી. પછી ખાલી પડેલા ગાડામાં બેસીને બે ય વાતો કરવા લાગ્યા. મોરારજી-ભાઈએ ગુન્હેગાર પશુઓને બીડમાં આશ્રય આપવાની વાત કરીને વાંધો લીધો. ગાંધીએ કહ્યું, "અમે આશ્રય દેતા નથી. એ પશુઓ આશ્રય લે છે. આશ્રિતને તો અમારું અભયવચન જ હોય. ત્યાં તમે કાંઈ જ કરી શકશો નહિ."

આટલું સાંભળતા જ પ્રકૃતિ–પરાધીન મોરારજીભાઈ ઉશ્કેરાઈ ગયા. તેમણે કહ્યું, "તમે રાજની સામે માથું

ઊંચકવાની દુષ્ટતા કરી છે તો હવે યાદ રાખજો કે હું જાતે જ પોલીસપાર્ટીની આગેવાની લઈને આવીશ અને એ પશુઓ ઉપર બંદુકના બાર કરીશ."

ખૂબ જ ઠંડક સાથે ગાંધીએ કહ્યું; "તો એ દેસાઈની છાતી સરસી ગોળી પાર કરી દેતાં માંડલનો આ વાડીલાલ ગાંધી જરા ય પાછો નહિ પડે. મીસ્ટર મોરારજીભાઈ ! હવે વહેલી તકે ચાલ્યા આવજો. મારું તમને ભાવભર્યું આમન્ત્રણ છે !"

બિચારા મોરારજીભાઈ ! શુ આવે ?

વીર સૈનિકો ! જ્યાં સુધી હાકોટો પાડનારો કોઈ મર્દ આ ધરતી ઉપર દેખાં દેતો નથી—અવતાર લેતો નથી—ત્યાં સુધી જ ગમે તે માણસ ગમે તેમ વર્તી શકે; અને ગોકીરો મચાવી શકે.... મર્દનો એક જ હાંકોટો પડે કે બધું ય ઘમસાણ એક જ પળમાં શાંત થઇ જાય.

તમે તૈયાર થાઓ.

ભૂલશો નહિ, "જેની પાસે લાઠી છે એની ભેંસ છે. હવે તો માથું ઊચકશું તો જ સત્યને જીવાડી શકશું.

આજ સુધી મૂંગા રહ્યા; નિર્માલ્ય રહ્યા, મોં વકાસી ને લાચાર બનીને બગડતી જતી પરિસ્થિતિની સામે જોયા જ કર્યું તેથી જ આપણે ખૂબ ખૂબ ગુમાવ્યું છે. હવે જો આપણે એકદમ જાગ્રત બની જઈએ તો હજી પણ બાજી

જૈનશાસનની વિજયપતાકાને ગગનમાં લહેરતી કરી મૂકવાનું પરમ સૌભાગ્ય આપણાં જ નસીબે લખાયું હોય તેની ના કેમ પાડી શકાય ?

તો શા માટે એ સદ્‌ભાગ્યને ભેટવા ન જવું ? એ તો કોઈ અણ-સમજુનું જ કામ છે કે જે લક્ષ્મી ચાંલ્લો કરવા આવતી હોય ત્યારે મોં ધોવા જાય.

વીરસૈનિકો ! 'જમાનો, દેશકાળ અને 'સરકાર' એ બધા શબ્દોને તમારા શબ્દકોષમાંથી અને મગજના વીસે ય અબજ કોષમાંથી હડસેલી મૂકો. આપણે જે જિનશાસનના આધારે જીવીએ છીએ એના જ જીવન કાજે આપણે જીવવાનું છે. જો આપણા જીવતાં જ એનું જીવન પૂર્ણ થવાનું હોય તો આપણે જ પહેલાં શ્મશાનમાં જઈને સૂઈ જવું જોઇએ. મર્દોને આ ધરતી ઉપર જન્મ લેવાની જગા કરી આપવી જોઇએ.

## બાબુ બહાદુરસિંહજી

[૯]

શિખરજી ઉપર વાઈસરોય આવવાના હતા. કલકત્તાનો સંઘ ભેગો થયો. ઔચિત્ય કરવા અંગેની વિચારણાઓ થઈ; નિર્ણયો લીધા.

તે વખતે કોઈ ભાઇએ પ્રશ્ન કર્યો કે "વાઇસરોય તો ચામડાના બુટ પહેરીને આવશે તેથી તીર્થની આશાતના નહિ થાય ?"

આ પ્રશ્ને ઢીલા અને કડક બે ય પ્રકારના વિચારો રજૂ થયા. ખળભળાટ શાંત કરીને સંઘના આગેવાન બહાદૂરસિંહજીએ કહ્યું. "જો આવા પ્રશ્નોમાં મારી બુદ્ધિ—શક્તિનો ઉપયોગ ન થાય તો હું સંઘપતિ શા કામનો? કોઈ ચિંતા ન કરો. તીર્થની આશાતના થઈ શકે જ નહિ."

કેટલાકને બહાદૂરસિંહજીમાં વધુ પડતી રૂઢિચુસ્તતા જણાઇ; તેની ટીકા પણ થઈ. પરન્તુ બહાદૂરસિંહજીએ દાદ ન આપી.

જે દિવસે વાઈસરોય આવ્યા તે દિવસે બહાદૂરસિંહજી સોનાના થાળમાં રબરનાં બુટની જોડ મૂકીને તેમની સામે ગયા. વાઈસરોય સ્તબ્ધ થઈ ગયા.

શેઠે ધર્મમર્યાદા સમજાવી કે તરત જ વાઇસરોય બોલ્યા,

" તમે ખૂબ સારું કર્યું. કોઈની પણ ધર્મની લાગણી મારાથી ન દુભાવાય."

આમ વાત સરસ રીતે પાર ઊતરી ગઈ.

રાજકારણને જ સદા આગળ કરીને છટકબારી શોધતાં આપણા અગ્રણીઓ માટે આ પ્રસંગ બોધપાઠ રૂપ છે.

કમનશીબી તો એ છે કે વહિલશાહી માણતા અગ્રણીઓ પોતે જ બધી વાતનો ફેંસલો આપી દેતા હોય છે, મુખ્ય વ્યકિત સુધી કેસ આગળ વધવા દેતા જ નથી. કેટલાક પ્રસંગો ઉપરથી તો એમ લાગ્યું છે કે મુખ્ય વ્યક્તિઓ ખૂબ સરળ અને નિખાલસ હોય છે; આપણી

વાતને તેઓ તરત સમજીને સ્વીકારતા હોય છે. જ્યારે અયોગ્ય રીતે મોટા સ્થાને આરૂઢ થઈ ગએલા માણસોનો આટલો બૌદ્ધિક વિકાસ હોતો નથી. એટલું જ નહિ પરન્તુ આપણી વધુ નિકટમાં કાયમ માટે રહેતા હોવાથી કેટલાક પૂર્વગ્રહોથી સતત પીડાતા હોય છે માટે આપણી વાતને તેઓ ન્યાય તો આપી શકતા જ નથી પરન્તુ અન્યાય કરી બેસે છે. અસ્તુ.

વીરસૈનિકો! આ જ પરિસ્થિતિમાંથી આપણે માર્ગ કાઢવાનો છે. નિંદા–કુથલીના શરણે જવા કરતાં 'શાસન'ના હિત ખાતર જે કાંઈ કરવું પડે તે કરી લેવામાં જ ડહાપણ જણાય છે.

મોટાઓને મોટા જ બની રહેવું હોય તો આપણને તેમાં વાંધો ન જ હોવો જોઇએ. આપણે તો કામ કરવું છે. કામ કરનારાઓએ નાના જ બની રહેવું પડશે.

તો ભલે તેમની મોટાઇને પોષણ મળે.... આપણે હજી વધુ નાના બનીએ.

## શ્રી પ્રકાશ

[૧૦]

જ્યારે ભારતના કોઈ રાજ્યના અગ્રસ્થાને શ્રીપ્રકાશ હતા ત્યારે સરદાર પટેલ ભારતના ગૃહપ્રધાન હતા. વાઈસરોય, શ્રીપ્રકાશને ત્યાં મહેમાન થવાના હતા. સરદાર પટેલે શ્રી પ્રકાશને પત્ર લખીને વાઇસરોયની સુંદર મહેમાનગીરી કરવાનું જણાવ્યું. તેમાં એમ પણ જણાવ્યું કે "માંસ–ભોજન વાઇસરોયને વધુ પસંદ પડશે."

શ્રીપ્રકાશ સ્વધર્મચુસ્ત હતા. સરદારના છેલ્લા વાક્યે એમને ચિંતિત કરી દીધા. આખી રાત ઊંઘ ન આવી. વહેલી સવારે નિવૃત્તિનો નિર્ણય લઇને સરદાર પટેલને તારથી રાજીનામું મોકલી આપ્યું.

અણધાર્યા રાજીનામાને કારણે સરદારે તપાસ કરાવી; સાચી વાતની ખબર પડી. સરદારે નિરામિષ વાનગીની સંમતિ આપતાં શ્રીપ્રકાશે રાજીનામું પાછું ખેંચી લીધું.

ખમીર હોય તો કેવા ધાર્યા કામ થઈ શકે છે ? તેનું આ સુંદર દૃષ્ટાન્ત છે.

આજના લોકોના તો ખ્મીર કોણ જાણે કેવા મરી ગયા છે કે વાતે વાતે દેશકાળ-જમાનાને આધીન થઈ જઇને શાસ્ત્રીય પદ્ધતિના જીવનનું દિવસમાં ૧૦-૧૨ વાર ખૂન કરી નાંખતા ધર્મીજનોને હૈયે આંચકો ય લાગતો નથી.

રાત્રે પાર્ટીઓ, અભક્ષ્ય પીણાંઓ, વિદળ અને વાસીનો છૂટથી ઉપયોગ, હોટલોનું ભોજન, કંદમૂળ સેવન, સિનેમા દર્શન, ઉદ્ભટવેષ, વગેરે પાપો તો જાણે પાપ જ ગણાતા નથી. દેશ-કાળ કે જમાનાની ઢાલ દ્વારા એ પાપોનો બચાવ કરતાં અચ્છામાં અચ્છા ગણાતા ધર્માત્મા-ઓને, તત્ત્વવેત્તાઓને, ક્રિયાકાંડીઓને મેં જોયા છે.

જો જીવનમાંથી ધર્મચિંતન અને ધમક્રિયાનો લોપ થવા લાગશે તો 'ધર્મ' તત્ત્વ ટકી શકનાર નથી. માત્ર વાતો કરવાથી કે, પુસ્તકો વાંચવાથી ધર્મશાસન ચાલતું નથી. એની આબાદી તો જીવનમાં નક્કર ધર્મનો અમલ કરવામાં જ છે.

## અને છેલ્લે

[૧૨]

વિશ્વમાત્રનું કલ્યાણ કરવા માટે ધરાર સમર્થ જિનશાસનનાં પાંચ અંગો-

શાસન-સંઘ-શાસ્ત્ર-સંપત્તિ-અને ધર્મ-ઉપર ખાસ કરીને નવા શિક્ષણનું વિષપાન કરી ચૂકેલા આપણા જ ઘરના માણસો દ્વારા જાણતાં કે અજાણતાં-ચારે બાજુથી અતિ ખતરનાક કુઠારાઘાતો થઈ રહ્યા છે. આ એક હકીકત છે. રોગનો સ્વીકાર છે.

રોગને રોગ તરીકે સ્વીકારવામાં પણ ન આવે તો તે દરદીને ઔષધ દેવાનો કોઈ જ અર્થ નથી.

આથી જ સૌ પ્રથમ રોગવર્ણન કરવું જોઇએ. અને ત્યાર પછી જ ઔષધ પ્રદાન કરવું જોઇએ.

આ ખૂબ જ સ્પષ્ટ માર્ગદર્શન હોવા છતાં જેમ સનેપાતના દર્દીને સારું ય અવળું જ પડવા લાગે છે તેમ આજના બુદ્ધિજીવીઓને આ બધું ય અવળું પડી જાય છે.

સૌ પ્રથમ રોગને રોગ તરીકે કહેવા જતાં જ તેઓ કોલાહલ મચાવી દે છે કે, "હવે રોગ, રોગ, શું કરો છો? (-ખંડન ખંડન શું કરો છો?)

દવા બતાડોને? [રચનાત્મક દેખાડો ને?]

શાબાશ ! પેટની ગાંઠ ઢાંઢવાની વાત કરનાર સર્જનને મૂર્ખ ગણીને દૂધ-ઘી ખવડાવવાના રચનાત્મક કાર્યક્રમો દર્દીને અપાવવા છે ! એમના રચનાત્મક કામના એકાંગી કોલાહલની સામે મારો એક જ ઉત્તર છે કે જો શાસ્ત્રકાર પરમર્ષિઓએ રચનાત્મક માર્ગો દેખાડયા જ ન હોત તો અમારે રચનાત્મક કાર્યો બતાડવાનું રહેત. પરન્તુ જ્યારે તે કૃપાલુઓએ જ શીલ, સદાચાર-પાલન, ન્યાય-નીતિનું સેવન, સામાયિક-પ્રતિક્રમણાદિ આવશ્યક ક્રિયા કરણ, અણુવ્રત સ્વીકાર, યાવત્ સર્વવિરતિધર્મ સ્વીકાર સુધીનું બધું ય રચનાત્મક જણાવી જ દીધું છે પછી અમારે કયું રચનાત્મક કાર્ય દેખાડવાનું બાકી રહ્યું છે ?

અને જો આ બધા રચનાત્માક કાર્યો પ્રત્યે સૂગ હોય અને તેથી તેની વાતો કરતાં નાક મચકોડાતું હોય તો એવા અભાગીઆઓને તો હવે ભગવાન્ જ બચાવી શકે.

કેવી અવળી ગંગા વહી રહી છે કે અમે લોકો નિરોધ, નસબંધી, સિનેમા, અનીતિ વગેરેની સામે ખંડનાત્મક વલણ ધરાવીએ છીએ ત્યારે અમને ખંડનાત્મક વલણ છોડી દેવાનું અને મંડનાત્મક નીતિ સ્વકારવાનું સમજાવતા લોકો પોતે જ અમારી ખંડનાત્મક નીતિનું ખંડન જ કરી રહ્યા હોય છે !

ધન્યવાદ ! અમારા 'ખંડન' નું તેઓ ખંડન કરી શકે ! અને ધર્મશાસ્ત્રોની-આજ્ઞાઓનું ખંડન કરતા જમાનાવાદી

પ્રવાહોનું ખંડન અમે ન જ કરી શકીએ! કેવો જહાંગીરી ન્યાય ?

અને તો ય અમારે તો ખામોશી જ પકડવાની! મીંયાની ભેંસને કાંઈ ડોબુ કહેવાય ?

જમાનાવાદ, ભોગવાદ તકવાદની બિહામણી અગનજવાળાઓ ધર્મસંસ્કૃતિની ઈમારતની ચોમેર ભરડો લઈ ચૂકી છે એમ સ્પષ્ટતઃ જેને જેને લાગતું હશે તે બધાય એ આગને ઠારી નાંખવાના ખંડનાત્મક પગલાંને જ પ્રથમ સ્વીકારશે તે પછી જ ઈમારતમાં બેસીને રચનાત્મક–મંડનનાકામની વાતો કરશે.

## શાસ્ત્ર ચુસ્ત બનો

[૧]

વીરસૈનિકો! આજે તમે બાળ છો; પણ આવતી કાલના યુવાન છો; જિનશાસનના શ્રાવકો છો. આજના જમાનાવાદી લોકોના જ સ્થાને આવતી કાલે તમારે આવવાનું છે. જો આજથી જ તમે શાસ્ત્રચુસ્ત જીવનપદ્ધતિ અપનાવવાની શિસ્તને તમારા જીવનમાં અને ઘરમાં દાખલ કરી દો તો આપણી આવતી કાલ અત્યંત ઊજળી બની રહેશે એ નિઃશંક હકીકત છે.

બેશક; તમારી શાસ્ત્રચુસ્તતાને જમાનાવાદી લોકો રૂઢીચુસ્તતા કહેશે. અને તમને રૂઢીચુસ્ત કહીને વખોડી

નાખશે. કેમકે એ બિચારા સ્વાર્થી લોકોને નિઃસ્વાર્થતા; પ્રેમ, કરુણા દાનાદિની રૂઢિઓ ગમતી નથી. પણ તમે જરાય મિજાજ ગુમાવતા નહિ. રૂઢિ એટલે શાસ્ત્ર છે; તેને ચુસ્ત રીતે વળગી રહેવું તેમાં ખોટું શું છે ? તે મને સમજાતું નથી.

પરન્તુ આજના સિદ્ધાન્તહીન, તકવાદી, પાટલીબદલુ, આયારામ–ગયારામોને તો કોઈ ચુસ્તતા ખપતી જ નથી; એટલે તેમને તો તમારા જેવા સિદ્ધાન્તવાદીઓ, નિઃસ્વાર્થીઓ; ધર્મીઓ આંખમાં કણીઆંની જેમ ખૂંચવાના જ છે. ભલે....પણ તેથી આપણે અકળાઈ જવાની બિલકુલ જરૂર નથી.

આપણે શાસ્ત્રચુસ્ત બનીએ, સિદ્ધાન્તચુસ્તને નમીએ, છેવટે શાસ્ત્રાજ્ઞાઓ પ્રત્યે અને એના પાલકો પ્રત્યે અંતઃકરણનું અપાર બહુમાન દાખવીએ. એમની જ સાથે મૈત્રી સાધીએ.

જેને સ્વધર્મશાસ્ત્ર ઉપર અથાગ બહુમાન છે એ જ આપણો મિત્ર અને એજ બધાયનું સંગઠન. એવું સંગઠન આપણું અણમોલ ધન. પણ....એ સિવાયનું સંગઠન હોય જ નહિ. બાંધછોડીઆ જમાનાવાદી સંગઠનો એટલે નગર–પાલિકા દ્વારા નગરની બહાર બનાવાએલા સ્ત્રી–પુરુષોના જાજરે જવા માટે એકઠા થવા રૂપ સંગઠન! ના....તે આપણને જરા ય ન ખપે.

આજે તો સંગઠન થશે તો એવા જાજરાના જ સંગઠન થઈ શકશે; અર્થાત્ સિદ્ધાન્તહીન, તકવાદી લોકોનો જ શંભુમેળો સંગઠનનો આકાર પામશે.

બાકી સિદ્ધાન્તપ્રિય લોકોનું વિરાટ સંગઠન હવે સંભવિત લાગતું નથી. એવું નાનકડું સંગઠન હજી થઈ શકે ખરું.

## જમાનાવાદ ઉપર પસ્તાળ પાડો

[ ૨ ]

જિનશાસનને સૌથી મોટું નુકશાન "જમાનાવાદ" થી થયું છે. જયાં ને ત્યાં જમાનાના નામે [ કે દેશકાળના નામે ) ધાર્મિક ક્રિયા વિધિઓને ફટકારી દેવામાં આવે છે. આ ખૂબ જ દુઃખદ વાત છે. જયાં 'જમાનો' શબ્દ આવે ત્યાં તે જ પળે આપણો પડકાર થવો જ ઘટે; આપણે સ્પષ્ટપણે સુણાવી દેવું જોઈએ કે, "પરમાત્મા મહાવીરદેવ સર્વજ્ઞ હતા; હજી આપણે પણ જે ભાવીના જમાનાઓ જાણતા નથી તે બધાય જમાનાઓને જાણ્યા પછી જ તેમણે આ ધર્મશાસન અને ક્રિયાવિધિઓનું પ્રકાશન કર્યું છે માટે 'આ જમાનામાં આ શાસ્ત્રાજ્ઞા ન ચાલે' એવું બંડ 'ગોડ-મેઇડ' શાસ્ત્રોની સામે તો ન જ પુકારાય.

વળી ઉચિત પરિવર્ત્તન પણ આપણને કબૂલ છે; પરન્તુ તે પરિવર્ત્તન શાસ્ત્રાનુસારી જ હોવું જોઇએ; સમયાનુસારી તો નહિ જ. કેમકે એમાં તો દરેક વ્યક્તિ પોતાની ક્ષુલ્લકબુદ્ધિ ઉપર જે પરિવર્ત્તન ઇચ્છશે તેને 'સમયનો તકાજો' 'સમયની માંગ 'સમયની પુકાર' કહીને દુનિયામાં આગળ કરશે. આમ છતાં દરેક વ્યક્તિ નવી નવી પરિવર્ત્તનની હવા લાવશે તો બુદ્ધિભેદની એક એવી મોટી આંધિ જાગશે કે જેમાં આપણે કાંઈ પણ વિચારવા માટે કે સત્યને સમજવા માટે અસમર્થ બની જઈશું.

આવી આંધિ ન જાગે; અને કોઈ પણ વ્યક્તિ પોતાનો સ્વાર્થ સાધી ન જાય કે પોતાની તુચ્છ માન્યતાને પોષી ન જાય તે માટે આપણે માત્ર શાસ્ત્રાનુસારી પરિવર્ત્તનને જ સ્વીકૃતિ આપવી જોઇએ.

## કેન્દ્રને જ મજબૂત કરો : કંઠી કોઇની બાંધશો નહિ

[ ૩ ]

રાજ્યોના મજબૂત થવાથી જો કેન્દ્ર નબળું પડતું હોય તો તે રીતે રાજ્યોની મજબૂતીમાં લાભ સમજવાની ભૂલ કદી કરવી નહિ. કોઇ પણ મુનિભગવંતના તેવા ભક્ત તો ન જ બની જવું જોઇએ જેથી બીજે ક્યાંય સાધુતામાં સાધુતા જ ન દેખાય અને બીજા બધા ય નો તિરસ્કાર જ થતો રહે. હા....એક વાત જરૂર કબૂલ છે કે,

ફેમીલી ડોકટર તો એક જ હોય તેમ ધર્મ પમાડનાર ઉપકારી ગુરૂ તો એક જ હોય, પરન્તુ પૂજ્યભાવ તો બધાય સદ્ગુરુઓ પ્રત્યે સમાન જ રહેવો જોઈએ. આપણે બીજા કોઈનો ય તિરસ્કાર તો ન જ કરી શકીએ. બલ્કે, ઉચિત રીતે ખૂબજ બહુમાન જાળવીએ.

જો આ નીતિ અખત્યાર કરાશે તો આજે જે રીતે ક્યાંક અમુક જ ગુરુની કંઠી બંધાઇ જાય છે, તે સ્થિતિ દૂર થઇ જશે. આ રીતે કંઠી બાંધવામાં તે તે ગુરુ–વ્યક્તિ અને તેનું વર્તુળ બેશક વધુ મજબૂત બનીને બહાર આવ્યા છે અને એ રીતે બધાય વર્તુળો આપ સલામતીને સફળતા પૂર્વક હલ કરવા સાથે વધુ મજબૂત થયા છે. પરન્તુ આમ થવાથી એક બીજા, પ્રત્યેની સદ્ભાવનાને ઘણો મોટો ધક્કો લાગ્યો છે. અને તેથી રાજ્યો મજબૂત થતાં કેન્દ્ર (શાસન) નબળું પડ્યું છે.

વીરસૈનિકો! તમારો સમગ્ર પ્રયાસ–તમારી કોઇ પણ પ્રવૃત્તિ કેન્દ્રને જ મજબૂત કરનારી બની રહે એમ કરજો. તમારા હૈયે 'મહાવીર' ને જ સ્થાપજો.

હૈયે હૈયે "વીર.......વીર........નો અજપાજપ બની રહો.

# તિથિ પ્રશ્નને ખૂબ હળવાશથી લો

[ ૪ ]

છેલ્લા ચાલીશ જેટલા વર્ષથી તો એક ધારું-આ સત્યશોધનના સુંદર પણ આશય નીચે જૈનશાસન 'વોટલું" બની ગયું છે. શાસ્ત્રીય પાઠોના જૂદા અર્થો થતાં હોય ત્યારે તેની ઉપર ચર્ચા-વિચારણા થાય અને સત્યનું નવનીત પામવા માટે પરામર્શના વલોણાં ઘરેરોટ ચાલે ત્યારે થોડો અવાજ પણ થાય. એથી કંટાળી જઇને બધું પડતું મૂકીને-બાંધછોડ કરવાની વાત તો કેમ જ કરી શકાય ?

'બે દુ ચાર, અને બે દુ છ' ના ઝગડામાં 'બે દુ પાંચ'ની બાંધછોડ કેટલી વ્યાજબી ગણાય ?

ભલે એ સત્ય શોધનનો પ્રયાસ ચાલુ જ રહેતો. કાળનું કામ હવે કાળને જ કરવા દો. નેળીઆનાં ગાડાં પણ નેળીએ કાયમ ફસાએલાં સામસામા ઊભા રહેતા નથી; તો શું આ પ્રશ્નનો ઉકેલ નહિ જ આવે ?

અત્યારે તો આ પ્રશ્ન કાળને જ સોંપી દેવાનું મુનાસીબ લાગે છે; કેમકે આથી પણ ઘણા વધૂ મોટા પ્રશ્નો; જટિલ સમસ્યાઓ અને ભયંકર કોયડાઓ આપણી સામે મોં ફાડીને આવી ઊભા છે. ઘણા શત્રુઓ ચારે બાજુથી ધસી આવતા હોય ત્યારે ભયંકર શત્રુને પહેલો પડકારવો જોઈએ. કેમકે ઓછા ભયંકરોને તો પછી પણ પહોંચી વળાય તેમ છે.

આખું ય જિનશાસન, રે! સમસ્ત આર્યસંસ્કૃતિ જ મૂળમાંથી ખતમ થઈ જાય તેવી ભયાનક સુરંગો નવી પેઢીના જીવનની ધરતીમાં ગોઠવાઈ છે; દેવદ્રવ્યાદિની આપણી સંપત્તિઓ સંપૂર્ણપણે સરકાર હોઇઆ કરી જાય તેવી કાયદાઓની જાળો બિછાવાઈ ગઈ છે; નવી બિછાવાઈ પણ રહી છે. સાધુ-સાધ્વી સંસ્થામાં શૈથિલ્ય ન પેસી જાય તે અંગેની કોઈ નક્કર વ્યવસ્થા વિચારવાની પળ હવે ઝાઝી દૂર ઠેલાય તો ભયાનક જોખમ ઊભું થાય તેવી સ્થિતિ ઉપસ્થિત થઇ છે. રાજકારણના વિષયમાં ખૂબ જ સજાગ બની ન જવાય તો 'આવતી કાલ' કેટલી બિહામણી હશે? તે વાત ગંભીરપણે વિચારવાની પળો હવે પાકી ગઈ છે.

આ છે; આપણા ભયાનક શત્રુસમા પ્રશ્નો.

આ બધા પ્રશ્નોની સાથે તિથિનો પ્રશ્ન પણ ઊભો છે.

જો 'તિથિ' જેવી વસ્તુ જૈનોના હૈયે હશે તો જ તિથિનું આરાધ્ય-સત્ય વિચારવાનું છે ને? પણ જો નવી પેઢીના હૈયેથી 'તિથિની આરાધ્યતાનું' તત્ત્વ જ ખતમ થઈ જશે તો કયે દિવસે કયી આરાધના કરવી? એ વિચાર જ કોણ કરશે?

વીર સૈનિકો! આ દૃષ્ટિથી મને તો એમ સ્પષ્ટ લાગે છે કે આ પ્રશ્ને જે ગંભીરતા ઊભી થઈ છે તેને આપણે

ને દૂર કરીએ અને હળવાશથી વિચારીએ. જો આપણે
ર્મના, સંપ્રદાયના અને ગચ્છના ભેદોને ય પચાવી
ોધા છે તો હજી એક વધુ ભેદ પચાવી લઈને ભાઈ-
ારાથી સહુ રહીએ તો તેમાં કશો જ વાંધો લેવો ન
ોઈએ.

જો મુસલમાન બંધુઓ સાથે પણ આપણે ભાઈચારાથી રહી શકીએ તો તપાગચ્છીય એક જ પરંપરાના માત્ર તિથિભેદ ધરાવતા ભાઈઓ સાથે ભાઈચારો કેમ ન રાખી શકાય ?

ભેદનાશ કાળને સોંપો.

પણ ભેદભાવ તો આજે જ ખતમ કરો.

આજે જ તમારા ગામમાં સહુને તમે એક જ વાત સમજાવો કે આ પ્રશ્નમાં આપણે એક જ નિર્ણય લો, કે, "જે સારા મુનિરાજ આપણે ત્યાં પધારે તેમની તિથિ પ્રમાણેની આરાધના આપણા મુખ્ય સ્થાને થાય. અને એથી જૂદી રીતે જેમને આરાધના કરવી હોય તેને તે ૮ દિવસની પર્યૂષણાપર્વની બધી સગવડ મોટાભાઈની અદાથી સંઘે કરી આપવી. સ્વપ્નની ઉપજ દેવદ્રવ્યમાં જ લઈ જવાની પરંપરા ચાલે છે તો તેને આપણે હરગીજ તોડવી નહિ. અને તિથિના બે ય આરાધક વર્ગની તમામ આવક સંઘના એક જ ચોપડે જમા કરાવવી.

જો આવો કોઈ-ઉચિત નિર્ણય ગામેગામના સંઘોમાં લેવામાં આવશે તો આ પ્રશ્ન અત્યંત હળવો બની જશે. હાલ તો ૩૬૦ દિવસમાં એક જ દિવસે આરાધનાના દિવસમાં જુદાઈ આવે છે. અને તે પણ કોણ જાણે ૫-૧૫ કે ૨૫ વર્ષ બાદ ક્યારે આવશે ?

તો શા માટે આ પ્રશ્નને આપણે એકદમ હળવાશથી જ ન વિચારવો ? શા માટે બેય પક્ષના સારા. સંયમી સાધુઓનો લાભ ન ઉઠાવવો ?

## સર્વત્ર પ્રવેશતા રહો

[ ૫ ]

જેના હૈયે 'શાસન' નથી; શાસનની ઊંડી સૂઝ ધરાવતા ગુરુ જેના માથે નથી એને તો ઘરમાંથી બહાર નીકળવાનું ય જોખમભર્યું છે. પણ જે સંપૂર્ણપણે હૈયે શાસનને સ્થાપે છે; અને માથે ગુરુને સ્વીકારે છે એવા પુણ્યાત્માઓને મારે કહેવું છે કે તમે બધી સંસ્થાઓમાં, ધારાસભામાં, લોકસભામાં-બધે ય-પ્રવેશતા રહો.

બેશક; આ બધી સંસ્થાઓ, ધારાસભાઓ વગેરે સંપૂર્ણપણે સંસ્કૃતિ અને ધર્મથી વિમુખ માળખામાં ઊભી થએલી છે અને તેથી તેનું દર્શન પણ પાપનું કારણ છે. જ્યાં પ્રમુખ હોય; લોકશાહીનો ઢાંચો હોય-ચૂંટણીનું

તન્ત્ર હોય અને સારા તથા લુચ્ચા માણસોની આંગળીના મતમાં સમાનતાનું ધોરણ સ્થાપિત થએલ હોય તે બધા ય તત્ત્વો ધર્મ અને સંસ્કૃતિને મૂળમાંથી ખતમ કરી દેનારા છે.

પરન્તુ અત્યારે બહાર રહીને એનો વિરોધ કરવાથી તો કશું ય કામ થઈ શકતું નથી. અંદર જઇને પણ કેટલો વિરોધ કરી શકાશે ? તે પ્રશ્ન છે. છતાં અંદર રહેલાને વિરોધ કરીને આખો લોકમત પલટી નાંખીને બાજીને પોતાની તરફેણમાં પલટી નાંખવાનો હજી પણ 'ચાન્સ' છે જે ચાન્સ બહાર રહેનારને તો નથી જ.

લોટરીની ટિકિટ લેનારને હજી પણ–લાખ રૂ. ના ઇનામનો ચાન્સ છે. પણ જેણે ટિકિટ લીધી નથી તેને તે 'ચાન્સ 'સમૂળગો નથી જ.

હવે પ્રશ્ન રહ્યો; અનુમોદનાનો. આ બાબતમાં મને એમ લાગે છે કે જ્યાં આપણો આશય હોય ત્યાં અનુમોદના લાગે. જો આપણે ધર્મઘાતક બાબતોનો સખ્ત વિરોધ કરવા માટે જ કશા ય સ્વાર્થ વિના–તેમાં જોડાયા હોઇએ તો તે સંસ્થાની બીજી અશુભ પ્રવૃત્તિની અનુમોદનાનું પાપ એકદમ આપણને લાગી જાય નહિ.

વળી અનુમોદનાના પાપભયથી જો સંસારી માણસો રાજકારણથી કે સમાજથી સમૂળગા વેગળા રહેશે તો ય સંસારમાં રહેવા માત્રથી તો તે બધા પાપોની અનુમોદના

લાગીને જ રહેશે. તેમાંથી તો તે રીતે ય તેમનો છૂટકારો સંભવિત નથી.

એટલે અંતઃકરણથી સંપૂર્ણપણે શાસનની વફાદારી રાખીને જે તે સંસ્થામાં આપદ્ધર્મરૂપે દાખલ થઈ જવામાં એકંદરે લાભ જણાય છે. એમાંય જો ઘણી મોટી સંખ્યામાં શાસનને વફાદાર માણસો પ્રવેશ કરી દે તો તે સંસ્થા ઉપર એટલો સુંદર કબજો આવી જાય કે તેના દ્વારા એક પણ શાસન નિરપેક્ષ અકાર્ય થઈ શકે જ નહિ.

શાસનને વફાદાર શ્રમણોપાસકોએ હવે સંસ્થાઓ પ્રત્યેની અછૂતતા ટાળીને તેમાં બધે પ્રવેશ કરી દેવો એ જ ઉચિત લાગે છે.

## ધર્મસહિષ્ણુ બનો

[૬]

સ્વધર્મ પ્રત્યે અનન્ય નિષ્ઠાવાળા બનવાની સાથે સાથે પરધર્મો પ્રત્યે અત્યંત સહિષ્ણુ બનવાની ખૂબ જરૂર છે. 'સ્વ' 'સ્વ' ધર્મમાં તે વિધર્મીઓ સ્થિર રહેતા હોય તો હાલના તબક્કે તેમને ત્યાંથી ખસેડવાની જરૂર જણાતી નથી. તેઓ સ્વ ધર્મમાં ભલે સ્થિર રહે. આપણે જિન-ધર્મમાં અત્યંત દૃઢ રહીએ. અને એ ભૂમિકા સાથે સહુ એકસંપી કરીએ અને જે બાહ્ય આક્રમણો છે એને સહુ ભેગા મળીને ખાળીએ.

# અનુષ્ઠાન ભરપૂર જીવન બનાવો

[૭]

વીરશાસનના વીર સુભટો !

સૌથી મહત્વની વાત હવે કરું છું. જો જિનશાસનની ખરેખરી સેવા કરવી હોય તો સહુએ પોતાના જીવનને શક્ય તેટલું વધુ જિનાજ્ઞાપ્રતિબદ્ધ બનાવવું જોઈએ.

તમારા જીવનની છૂટછાટો, જમાનાવાદી પ્રવૃત્તિઓ, વિલાસિતા વગેરેથી જિનધર્મનું જે અહિત થાય છે તે અહિત પાશ્ચિમાત્ય પ્રવાહોથી પણ થતું નથી. આપણું ઘર આપણા જ હાથે વધુ નાશ પામે છે.

બેશક; આપણે બહારના હુમલાઓને મારી હઠાવવા જ જોઈએ પણ તેની સાથે સાથે ઘર પણ મજબૂત તો રાખવું જોઈએ.

એ માટે આપણા ઘરમાં એકબીજાની બધાયની આંખમાં 'અમી' ઉત્પન્ન કરવું જોઈએ અને આપણા હૈયે જે કાંઈ ભોગરસ પડયો હોય તેને બને તેટલો ઓછો કરવો જોઈએ. એ માટે શક્ય તેટલી વધુ પ્રતિજ્ઞાઓથી જીવનને બાંધવું જોઈએ. શક્ય તેટલા વધુ ધર્માનુષ્ઠાનોનું આચરણ કરવું જોઈએ.

સૌ પ્રથમ માણસ બનો (સિનેમા વગેરે ત્યાગીને, પછી આર્ય બનો. (હોટલો વગેરે ત્યાગીને) પછી જૈન બનો.

(નવકારશી વગેરે કરીને) અને અંતે સાચા શ્રમણોપાસક બનો (અણુવ્રતાદિ લઈને)

આ ચારેય કક્ષામાંથી પસાર થજો.

છેવટે કાંઈ જ ન બને તો દરેક વીરસૈનિક પાસે મારી એક અપેક્ષા તો છે જ અને તે છે; સ્વદ્રવ્યથી જિનપૂજા.

આ જિનપૂજામાં એવી અદ્ભુત શકિત છે કે જેના સાચ સ્પર્શમાત્રથી જીવનના બધા ય પાપો વિલય પામવા લાગશે; પૂજાના વસ્ત્રો પહેરવાથી પણ જૈનત્વની ખુમારી પ્રગટશે.

## સાત ક્ષેત્ર વ્યવસ્થા

[૮]

શાસ્ત્રકાર પરમર્ષિઓએ જિનમંદિર. વગેરે જે સાત ક્ષેત્રોની વ્યવસ્થા બતાડી છે તેને ચુસ્તપણે સહુએ વળગી રહેવું જોઈએ. આ વ્યવસ્થા અત્યંત બુદ્ધિગમ્ય છે. જો આ વ્યવસ્થાને રદ કરાશે કે નબળી પડાશે તો અબજો રૂપીઆથી બંધાએલા જિનમંદિરોના જીર્ણોદ્ધાર માટે લાખો રૂ.ની પણ રકમ મેળવવા માટે નિષ્ફળ ફાંફાં મારવા પડશે. પાડ માનીએ તે શાસ્ત્રકાર ભગવંતોનો કે જેમણે દેવદ્રવ્યની ચુસ્ત વ્યવસ્થાનો આદેશ આપ્યો. આથીસ્તો એ સંપત્તિથી જીર્ણોદ્ધારના સેંકડો કાર્યો ચાલી રહ્યા છે. જો આ વ્યવસ્થા ન હોત તો શ્રીમંતો પોતાનાં ખીસ્સામાંથી જીર્ણોદ્ધાર માટે રકમ

આપત જ નહિ. હવે તો નામના, કામનાની ભયંકર ભૂખ જાગવાના કારણે ઘણી મોટી સંપત્તિ, સ્કુલ, હોસ્પીટલ, વગેરે સખાવતના કાર્યો તરફ જ વળી રહી છે. આ સ્થિતિમાં તો આપણી શાસ્ત્રીય વ્યવસ્થાનું અત્યંત ચુસ્તપણે પાલન થવું ઘટે.

## તત્ત્વવેત્તા બનો

(૯)

ધર્મશાસ્ત્રોનો અભ્યાસ એ જૈનશાસનને સારી રીતે સમજવા માટેનું અસાધારણ અંગ છે. સૌ પહેલાં આવશ્યક સૂત્રો કંઠસ્થ કરી લેવા જોઈએ. ત્યાર બાદ અનુકૂળતા મુજબ અર્થવિચાર તથા આગળના પ્રાકરણિક, કાર્મગ્રન્થિક વગેરે શાસ્ત્રોનો અભ્યાસ ગુરુગમથી કરી લેવો જોઈએ.

શક્ય હોય તો રોજ ૧ કલાક સૂત્ર પાઠ અને શાસ્ત્રાભ્યાસ પાછળ ફાજલ પાડવો જોઈએ.

સ્વાધ્યાય એ એક જ એવો સુંદર યોગ છે કે રાગાદિ આંતરશત્રુઓના હલ્લાને નિષ્ફળ બનાવવા સમર્થ છે. જેની આંતરપરિણતિ નિર્મળ ન હોય તેને જૈન પણ ન કહેવાય તો વીરસુભટ તો કહેવાય જ શેનો ?

સ્વાધ્યાય બુદ્ધિ શાસ્ત્રીય રીતે પરિકર્મિત થવા લાગે છે. એવી બુદ્ધિની નજર ખૂબ જ તેજસ્વી, તીક્ષ્ણ અને

તીવ્ર બને છે, એથી દરેક વસ્તુની પાછળ ખૂબ લાંબે સુધી જોવાની શક્તિ પ્રાપ્ત થાય છે.

આજે વાતે વાતે દરેક વિષયમાં જે નિર્ણયો લેવાય છે તે અત્યંત ટૂંકી બુદ્ધિના નિર્ણયો છે. એથી ધર્મને બદલે અધર્મ થઈ જાય છે. આથી જ પૂજ્યપાદ હરિભદ્રસૂરિજી મહારાજાએ સૂક્ષ્મ બુદ્ધિથી ધર્મ જાણવાનું ફરમાન કર્યું છે. ( જુઓ મારું પુસ્તક 'કોઠાસૂઝ બનો !' )

વીરસુભટો ! દરેક પળે તમને ગુરુગમ તો ન જ મળે. ગમે તે પળે ગમે તે બાબત ઉપસ્થિત થાય તે વખતે તમને પણ શાસ્ત્રીય નીતિથી વિચાર કરતાં આવડવો જ જોઇએ એ માટે તમારે સૂક્ષ્મ બુદ્ધિના માલિક બનવું જોઈએ.

શાસ્ત્રીય સ્વાધ્યાય વિના સૂક્ષ્મબુદ્ધિની માલિકીનું સંપાદન થઈ શકતું નથી.

વીર સૈનિકો ! મહત્ત્વની કેટલીક વાતો ઉપર આપણે પરામર્શ કર્યો છે. આવી તો ઘણી બાબતો આપણે વિચારવાની છે. જેમ જેમ વર્ષોવર્ષ મિલન થતું જશે તેમ તેમ અનેક બાબતો ઉપર વિચાર કરતા રહીશું.

અંતમાં એક વાત કરી દઉં.

જૈન શાસન એ મોક્ષલક્ષી શાસન છે. મોક્ષ પ્રાપ્તિ કરવા સિવાયની કોઈ પણ વાત એને મુખ્યત્વે મંજૂર નથી.

એ મોક્ષ–પ્રાપ્તિ માટે શ્રમણ જ બનવું જોઈએ; શ્રમણ બની જાણવું જોઇએ.

એટલે તમારે સહુએ સૌ પ્રથમ તો વીર-શ્રમણ બનવાનો જ સંકલ્પ કરવો જોઇએ; એ સ્થિતિ સુધી ન પહોંચી શકાય તો ત્યાં સુધી તેણે વીરસૈનિક તો બનવાનું જ છે.

વીરશ્રમણ વીરશાસનની જે સેવા કરી શકે એના ક્રોડોમાં ભાગની પણ સેવા વીરસૈનિક કરી શકતો નથી એ વાત કદી વીસરતા નહિ.

સર્વસંગપરિત્યાગી; વીરનો ભેખધારી વીરશ્રમણ ! ચોવીસે ય કલાક જેના હૈયે સ્વશુદ્ધિ અને શાસનસેવા સિવાય બીજુ કાંઈ જ નહિ !

અને ક્યાં બહાદુરમાં બહાદૂર વીરસૈનિક ! શાસનસેવા માટે માંડ સમય કાઢી શકે; કૌટુમ્બિક ઉપાધિઓ, આર્થિક ચિંતાઓ અને માનસિક આધિઓમાંથી ઊંચો આવે ત્યારે જ શાસનસેવા કરે ને ?

લો ત્યારે અંતિમ આશિષ છે, અંતઃકરણના વીર-શ્રમણ બનજો; ઘરમાં બહેનોને વીરશ્રમણી બનાવજો....બાળકોને બાળશ્રમણ બનાવજો.

તે શક્ય ન હોય તો વીરસૈનિક તો બનજો જ. બહેનોને વીરસેવિકા બનાવજો; બાળકોને બાળસૈનિક બનાવજો.

વંદન હો; ત્રિલોકગુરુ વીરપરમાત્માને !

જય હો; વિશ્વકલ્યાણકર શ્રીજિનશાસનનો !

મંગળ થાઓ; જૈનસંઘનું.

શ્રેય થાઓ; સર્વજીવોનું.

હુ સાચા સુખી થાઓ; સહુનું સાચું હિત થાઓ.

# અમે છીએ; વીરશાસનના

# 卐 વીરસૈનિકો 卐

ત્રિલોકનાથ, શાસનપતિ તીર્થંકર પરમાત્મા મહાવીર-દેવે સર્વ જીવોના હિત કાજે 'શાસન' નામની સંસ્થા સ્થાપી. અઢી હજાર વર્ષોથી આ શ્રી જિનશાસનનું કલ્પવૃક્ષ અનેક જીવલેણ ઝંઝાવાતો વચ્ચેય અડોલ બનીને આજેય ઊભું રહ્યું છે.

પણ હવે કેટલાક પરદેશી ધર્માંધ લોકોએ એના સર્વનાશ માટે પોતાનો આગવો વ્યૂહ અમલમાં મૂક્યો છે.

એકતા, વિકાસ, પ્રચાર કે પ્રગતિના સુંવાળા ['સૂગર-કોટેડ'] નામોવાળી યોજનાઓ ઘડી આપીને કહેવાતા જૈનો જ દ્વારા, તેને પ્રસારિત કરીને શ્રી જિનશાસનનો ભુકડો બોલાવી દેવાની એમની નેમ છે.

પણ સબૂર ! અમે છીએ શ્રી વીરશાસનના વીર-સૈનિકો ! અમારા જીવતાં, સર્વને જીવાડનારા શ્રી જિન-શાસનની દુર્દશાને અમે કદી બરદાસ્ત કરી શકશું નહિ.

શાસનરક્ષા એ જ અમારું જીવન !

એમાં જ અમારું સઘળું ય હિત !

એને જ કુરબાન છે; અમારી સઘળી શક્તિઓ—તન-ની, મનની અને ધનની.

અમારા ઘરના જ જમાનાવાદી, તર્કવાદી, બુદ્ધિજીવી, સિદ્ધાન્તહીન માણસોની હિલચાલોના ભેદ હવે અમારાથી કાંઈ અછતા રહ્યા નથી. ચારે ય ફીરકામાંના કેટલાક લોકોના બનેલા આ પાંચમા ફીરકાના ભયજનક પડકારો, એ ચારેયના અસ્તિત્વનો ખાત્મો બોલાવવાની કારવાહી તરફ જે સમયે આગળ વધી રહ્યા છે તે સમયે તેમને 'રૂક–જાઓ' નો આદેશ આપવા માંગીએ છીએ.

કોઈ અડપલું કરજો મા; વિશ્વકલ્યાણકર શ્રી જિન-શાસન સાથે.

**અમને ખપે છે; શાસ્ત્રયુક્ત જીવન પદ્ધતિ....શાસ્ત્રાનુસારી દેશના....**

શાસ્ત્રીય માધ્યસ્થનું આંતરિક સંગઠન....અને....બાહ્ય
આક્રમણોનો જડબાતોડ મુકાબલો....

અમારા શ્રીસંઘના સઘળાય સુવિહિત મુનિભગવંતોની અમારી ઉપર કૃપા વરસો; શાસનદેવો અમને અપૂર્વ બળ આપો; પરમકૃપાળુ પરમપિતા પરમાત્માનો અમારી ઉપર સદાનો અનુગ્રહ બની રહો.



## મારો દૃઢ સંકલ્પ

આજની આ મંગળ પળે હું વીરસૈનિક બન્યો છું. હું દૃઢ સંકલ્પ કરું છું કે વિશ્વકલ્યાણકર શ્રીજિનશાસન અને ના કોઈ પણ અંગ ઉપર જમાનાવાદી ચહેરા–મહોરાવાળા

આક્રમણો હવે આવશે તો તેને મારી હઠાવવાની શાસ્ત્રીય-નીતિના કોઇ પણ કાર્યક્રમમાં હું મોખરે રહીશ; ગીતાર્થ ગુરૂદેવોની રાહબરી નીચે મારું સર્વસ્વ ન્યોચ્છાવર કરીશ" [૩]

# વીરસૈનિક શું કરશે ?

- શ્રીજિનશાસન અને સમસ્ત આર્યસંસ્કૃતિ ઉપરના આક્રમણોનો ઉચિત રીતે મુકાબલો કરશે.
- શાસ્ત્રીય માધ્યમના આન્તર સંગઠનની ભૂમિકામાં તે મોખરે રહેશે.
- તમામ પૂજનીય શ્રમણ ભગવન્તોના ચરણે તેનું મસ્તક પ્રણામ કરશે.
- એકાન્તે કલ્યાણકર ધર્માનુષ્ઠાનોમાં જોડાવા માટે તે સતત યત્નશીલ રહેશે.
- ઉચિત અનુકંપા તથા સાધર્મિક ભક્તિના પુણ્ય-પ્રસંગોની અવગણના તે કદી કરશે નહિ.
- પરધર્મો પ્રત્યે સહિષ્ણુ બનીને જિનધર્મની ખુમારીથી પોતાનું મસ્તક ઉન્નત રાખશે.
- માતા-પિતાદિ તમામ વડિલજનોનું એ સદા બહુમાન કરશે.

વીરસૈનિકના આ સાત કર્તવ્યો તમને ખૂબ ગમ્યાં ? જો હા, તો આજે જ પ્રતિજ્ઞાપત્ર ભરીને શ્રીવીરશાસનના વીરસૈનિક બનો.

**ઓ શ્રીવીરશાસનના વીરસૈનિકો !**

**કમ્સેકમ્ આ પાંચ ધર્મોને તો આત્મસાત્ કરીને જ જંપજો.**

(૧) હમેશ નવકારશીનું પચ્ચખ્ખાણ.... (૨) રાત્રિભોજનનો ત્યાગ ...(૩) કંદમૂળનો ત્યાગ....(૪) સિનેમાનો ત્યાગ.... (૫) સ્વદ્રવ્યથી જિન-પૂજા....

જૈનશાસન ખાતર પોતાનું જીવન કુરબાન કરવાની આગ જેના લોહીના બુંદ-બુંદમાં પ્રગટી હોય તે જ વીરસૈનિકે 'મુક્તિદૂત'ના ગ્રાહક બની જવું જોઈએ; એના વાંચનથી વર્તમાન પ્રવાહો; રાજકારણની સમીક્ષાઓ મનને મૂંઝવતા પ્રશ્નોના ઉકેલો; જૈન તત્ત્વજ્ઞાન તથા જૈન શાસનની ગૌરવ-ગાથાઓ, અને તેની રક્ષા કાજે ખેલાએલા ઝિંદાદિલીભર્યા જીવસટોસટના ખેલોનો જીવંત ખ્યાલ પ્રાપ્ત થશે. વીર-સૈનિકોના ભાવી કાર્યક્રમોની માહિતિ પણ મળશે.

**આજે જ દરેક વીરસૈનિક મુક્તિદૂતનો ગ્રાહક બને**

**રૂ. ૧૦૦નું દાન કરીને 'મુક્તિદૂત'ના આજીવન સભ્ય બનો**

**[મુક્તિદૂત કાયમ ફ્રી મળશે.]**

લવાજમ ભરવાનું સ્થળ:-

**કમલ પ્રકાશન ટ્રસ્ટ :** ગાંધીરોડ, રતનપોળ નાકા, યાજ્ઞિક ઇન્સ્ટીટ્યુટ સામે, **અમદાવાદ-૧.**

આક્રમણો હવે આવશે તો તેને મારી હઠાવવાની શાસ્ત્રીય-નીતિના કોઇ પણ કાર્યક્રમમાં હું મોખરે રહીશ; ગીતાર્થ ગુરૂદેવોની રાહબરી નીચે મારું સર્વસ્વ ન્યોચ્છાવર કરીશ ” [૩]

# વીરસૈનિક શું કરશે ?

- શ્રીજિનશાસન અને સમસ્ત આર્યસંસ્કૃતિ ઉપરના આક્રમણોનો ઉચિત રીતે મુકાબલો કરશે.
- શાસ્ત્રીય માધ્યમના આન્તર સંગઠનની ભૂમિકામાં તે મોખરે રહેશે.
- તમામ પૂજનીય શ્રમણ ભગવન્તોના ચરણે તેનું મસ્તક પ્રણામ કરશે.
- એકાન્તે કલ્યાણકર ધર્માનુષ્ઠાનોમાં જોડાવા માટે તે સતત યત્નશીલ રહેશે.
- ઉચિત અનુકંપા તથા સાધર્મિક ભક્તિના પુણ્ય-પ્રસંગોની અવગણના તે કદી કરશે નહિ.
- પરધર્મો પ્રત્યે સહિષ્ણુ બનીને જિનધર્મની ખુમારીથી પોતાનું મસ્તક ઉન્નત રાખશે.
- માતા–પિતાદિ તમામ વડિલજનોનું એ સદા બહુમાન કરશે.

o

વીરસૈનિકના આ સાત કર્તવ્યો તમને ખૂબ ગમ્યાં ? જો હા, તો આજે જ પ્રતિજ્ઞાપત્ર ભરીને શ્રીવીરશાસનના વીરસૈનિક બનો.

**ઓ શ્રીવીરશાસનના વીરસૈનિકો !**

**કમસેકમ આ પાંચ ધર્મોને તો આત્મસાત્ કરીને જ જંપજો.**

(૧) હમેશ નવકારશીનું પચ્ચક્ખાણ.... (૨) રાત્રિભોજનનો ત્યાગ ...(૩) કંદમૂળનો ત્યાગ....(૪) સિનેમાનો ત્યાગ.... (૫) સ્વદ્રવ્યથી જિન-પૂજા....

જૈનશાસન ખાતર પોતાનું જીવન કુરબાન કરવાની આગ જેના લોહીના બુંદ-બુંદમાં પ્રગટી હોય તે જ વીરસૈનિકે 'મુક્તિદૂત'ના ગ્રાહક બની જવું જોઇએ; એના વાંચનથી વર્તમાન પ્રવાહો; રાજકારણની સમીક્ષાઓ મનને મૂંઝવતા પ્રશ્નોના ઉકેલો; જૈન તત્ત્વજ્ઞાન તથા જૈન શાસનની ગૌરવગાથાઓ, અને તેની રક્ષા કાજે ખેલાએલા ઝિંદાદિલીભર્યા જીવસટોસટના ખેલોનો જીવંત ખ્યાલ પ્રાપ્ત થશે. વીરસૈનિકોના ભાવી કાર્યક્રમોની માહિતિ પણ મળશે.

**આજે જ દરેક વીરસૈનિક મુક્તિદૂતનો ગ્રાહક બને**

**રૂ. ૧૦૦નું દાન કરીને 'મુક્તિદૂત'ના આજીવન સભ્ય બનો**

**[મુક્તિદૂત કાયમ ફ્રી મળશે.]**

લવાજમ ભરવાનું સ્થળઃ-

**કમલ પ્રકાશન ટ્રસ્ટ :** ગાંધીરોડ, રતનપોળ નાકા, યાજ્ઞિક ઇન્સ્ટીટયુટ સામે, **અમદાવાદ-૧.**

## પૂજ્યપાદ મુનિરાજ શ્રી ચન્દ્રશેખરવિજયજી પ્રેરિત વીરસૈનિકોના બનેલા

## અખિલ ભારતીય સંસ્કૃતિ રક્ષક દળને આપો સહકાર

સમગ્ર આર્યસંસ્કૃતિ અને વિશ્વકલ્યાણકર શ્રીજિન-શાસનની રક્ષા કાજે કટિબદ્ધ બનેલું આ સંસ્કૃતિ રક્ષક દળ આપ સહુના સહકાર ઉપર જ ધર્મરક્ષાના કાર્યો કરે છે. આપના જ ઘરના યુવાનોને ધર્માભિમુખ બનાવીને સુંદર શ્રાવકો બનાવવાની રચનાત્મક કામગીરીઓ સાથે ધર્મસંસ્કૃતિ ઉપરના આક્રમક હુમલાઓને મારી હઠાવવાની અનેક કામ-ગીરીઓ આરંભી દીધી છે. આવા કાર્યોમાં આપનો ઉદારતા-ભર્યો સહકાર "સંસ્કૃતિ રક્ષક દળ" ના નામે ચેક, મનીઓર્ડર કે ડ્રાફ્ટથી મોકલી આપવાનું આપ વીસરશો નહિ એવી અમે આશા રાખીએ છીએ.

વીરસૈનિકોનું

# અખિલ ભારતીય
# સંસ્કૃતિ રક્ષક દળ

આજે જ યુવાનો આ દળમાં જોડાઇ જાઓ.

દળના ઉદ્દેશોઃ

૧ ધર્મ અને સંસ્કૃતિ ઉપરના આક્રમણોનો મુકાબલો કરવો.

૨ શાસ્ત્રીય માધ્યમથી આંતર સંગઠનની ભૂમિકા તૈયાર કરવી.

૩ વિવિધ ધર્માનુષ્ઠાનોમાં યુવાનોને જોડીને ધર્મ સન્મુખ કરવા.

શાસ્ત્રીય રીતે શાસનરક્ષા અને સંસ્કૃતિરક્ષાના જે કાર્યો ઘેર બેઠાં પણ થઈ શકે તેમાં સંપૂર્ણ સહકાર આપવાની પ્રતિજ્ઞા કરવાને તમે જો સજ્જ હો તો આજે જ કાર્યાલય ઉપર પત્ર લખીને પ્રતિજ્ઞાપત્ર અને માહિતિ પત્રક મંગાવી લો.

**કાર્યાલયના સંચાલકો જીતેન્દ્ર એ શાહ.**

કાર્યાલય : **સંસ્કૃતિ રક્ષકદળ.**

૫૦૮૨/૩. બીજે માળે, રતનપોળ નાકા,

યાજ્ઞિક ઈન્સ્ટીટ્યુટ સામે,

ગાંધીરોડ. અમદાવાદ.–૩૦૦૦૧

# કમલ પ્રકાશન (પબ્લિક) ટ્રસ્ટ

રજિ. નંબર ઈ. ૧૫૪૧ (તા. ૪-૧૧-૬૭)
ઇન્કમટેક્ષ મુક્તિ T. R. NO. 47/IV-G. 68-69
(તા. ૧૪-૨-૬૯)
ઓફિસ : ૫૦૮૨/૩, બીજે માળે,
યાજ્ઞિક ઈન્સ્ટીટયૂટ સામે, રતનપોળના નાકે,
ગાંધીરોડ અમદાવાદ-૩૮૦૦૦૧

* *

## મુનિશ્રી ચન્દ્રશેખરવિજયજીની જ્ઞાનવાણી વહાવતાં

# આધ્યાત્મિક પુસ્તકો

(ગુજરાતી તથા હિન્દી)

તથા

# મુક્તિદૂત માસિક

ચિન્તક : મુનિશ્રી ચંદ્રશેખરવિજયજી

સંપાદક : હસમુખ સી. શાહ.

નકલ : ૧૪ ॥ હજાર

લવાજમ : વાર્ષિક લવાજમ રૂા. ૫-૦૦

## કમલ પ્રકાશન તરફથી બહાર પડતાં પુસ્તકોનાં પ્રાપ્તિસ્થાનો

૧. સોમચંદ ડી. શાહ
જીવન નિવાસ સામે
પાલીતાણા
(સૌરાષ્ટ્ર)

૨. સેવંતીલાલ વી. જૈન
૨૦ મહાજન ગલી
૧-લે માળે, ઝવેરી બજાર
મુંબઇ-૨

# ટ્રસ્ટી મંડળનું નિવેદન

કમલ પ્રકાશન ટ્રસ્ટ (અમદાવાદ) મુખ્યત્વે બે વિભાગમાં કામ કરી રહ્યું છે.

## ૧. પુસ્તક વિભાગ ૨. માસિક વિભાગ

**(૧) પુસ્તક વિભાગ :** આજ સુધીમાં પૂજ્યપાદ મુનિશ્રી ચન્દ્રશેખરવિજયજીના કોડીબંધ પુસ્તકો અમે બહાર પાડી ચૂકયા છીએ. કેટલાંક પુસ્તકોની તો ચારથી પાંચ આવૃત્તિઓ પણ અમે પ્રગટ કરી છે. ગુજરાતી ભાષામાં પ્રગટ થઈ ચૂકેલાં પુસ્તકોને હવે હિન્દીમાં અનુવાદિત કરીને પ્રગટ કરવાનું કાર્ય પણ ચાલી રહ્યું છે. આ પુસ્તકો મુખ્યત્વે જૈન દર્શનને, યાવત્ ગૌરવવંતી આર્ય સંસ્કૃતિને જગતની સમક્ષ અર્વાચીન ભાષામાં રજૂ કરે છે.

ક્રમબદ્ધ રીતે નવાં નવાં પુસ્તકો અમે બહાર પાડી રહ્યા હતા. તેમાં અમને સુંદર આર્થિક સહકાર મળી જતાં જાંબૂવાલા ગ્રંથમાળાનું નવું ક્ષિતિજ ખુલ્લું મૂક્યું, ૧૯૭૧ ની સાલથી દર વર્ષે પાંચ પુસ્તકોનો એક સેટ આ ગ્રંથમાળાના અન્વયે પ્રગટ કરી રહ્યા છીએ.

પણ અમને આટલાથી જ સંતોષ ન હતો. એટલે નવી પેઢીના યુવાનો અને યુવતીઓ માટે જીવન ઘડતર વાંચનમાળાનું બીજું ક્ષિતિજ પણ ખુલ્લું મૂક્યું. એના અન્વયે અમે વીસ નાની પુસ્તિકાઓ (પોકેટ-બુક્સ) બહાર પાડી છે.

અમારા બધાંય કાર્યો સારી રીતે ચાલતા જ રહે અને એ માટે અમને ઘણા મોટા આર્થિક સહકારની આવશ્યકતા છે. દાનવીરો તરફથી અમને સુંદર સહકાર મળી રહે તે માટે અમે "કમલ પ્રકાશન ટ્રસ્ટ"ને પબ્લિક ટ્રસ્ટ બનાવ્યું છે, અને તેના દાનને "ઇન્કમટેક્ષ એકઝમ્પ-ટેડ" કરાવ્યું છે વળી અમે એ માટે સુંદર યોજના પણ કરી છે; જે નીચે મુજબ છે.

| દાન : | પદ : | લાભ : |
|---|---|---|
| રૂા. ૨૦૦૧ : | શ્રુતભક્ત : | સંસ્થાના ભૂત-ભાવી તમામ પુસ્તકો ભેટ મળશે. |
| રૂા. ૧૦૦૧ : | શ્રુતાનુરાગી : | ભૂત-ભાવી તમામ પુસ્તકો ભેટ મળશે. |
| રૂા. ૫૦૧ : | શ્રુતસભ્ય : | સંસ્થાના તમામ ભાવી પુસ્તકો ભેટ મળશે. |

ઉપરોકત તમામ દાતાઓની નામાવલિ સંસ્થા તરફથી પ્રગટ થનારા (સિરિઝ સિવાયના) પુસ્તકોમાં સંસ્થાના કુટુંબીજન તરીકે આવશે.

દાનવીરો! 'કમલ પ્રકાશન ટ્રસ્ટ'ના નામથી આપની રકમ આજે જ ચેક, ડ્રાફ્ટ કે મનીઓર્ડરથી મોકલીને અમને આપનો અમૂલ્ય સહકાર આપશો એવી આશા રાખીએ છીએ. પુસ્તક વિભાગમાં જ્ઞાનખાતાની રકમ લેવામાં આવે છે.

## પુસ્તક વિભાગમાં : અમારા કુટુંબીજનો

શ્રુતસમુદ્ધારક :

૧. શ્રી શાન્તિદાસ ખેતસી ચેરીટેબલ ટ્રસ્ટ-મુંબઈ
૨. શ્રી કપુરચંદ નરભેરામ સુતરીઆ-મદ્રાસ
૩. શ્રી રામજી શામજી વિરાણી અને શ્રીમતી સમરત રામજી વિરાણી ટ્રસ્ટ-રાજકોટ
૪. શ્રી પ્રવીણકુમાર દલીચંદભાઈ-મુંબઈ

શ્રુતરક્ષક :

૧. શ્રી વિશા શ્રીમાળી તપાગચ્છીય જ્ઞાનાદિ ધાર્મિક ફંડ-ખાતું-જામનગર

શ્રુતભક્તો :

૧. શ્રી ગુજરાતી જૈન શ્વેતામ્બર તપગચ્છ સંઘ-(કલકત્તા)
૨. શ્રી શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈન સંઘ-લીંબડી
૩. શ્રીમતી લીલમબેન મણિલાલ-મુંબઈ
૪. શ્રી ઝવેરી બ્રધર્સ-ચુડા
૫. શ્રી કાન્તિલાલ ચીમનલાલ કોલસાવાળા-અમદાવાદ
૬. રૂબી કોચ બીલ્ડર્સ પ્રા. લી.-મુંબઈ
૭. શ્રી સુદામડા શ્વે. મૂર્તિપૂજક જૈન સંઘ-સુદામડા
૮. શ્રી નયનમલ ભુરમલજી જૈન-મુંબઈ
૯. જૈન શ્વે. મૂ. પૂ. તપાગચ્છ સંઘ-ભુજ
૧૦. જમનાદાસ ખુશાલદાસ વોરા સહાયક નિધિ હઃ લાલદાસ જમનાદાસ -મુંબઈ

**શ્રુતાનુરાગી :**

૧. શ્રી માંડલિકભાઈ જે. ઝવેરી–મુંબઈ
૨. શ્રી સુબોધચંદ્ર લાલભાઈ–અમદાવાદ
૩. શ્રી કવરલાલ હીરાલાલ પારેખ–અમદાવાદ
૪. શ્રી અચલગઢ જૈન પેઢી–અચલગઢ
૫. શ્રી ગીરધરદાસ ત્રીકમલાલ કપૂરવાલા–મુંબઈ
૬. શ્રી જૈન શ્વે. મૂર્તિપૂજક સુધારા ખાતાની પેઢી –મહેસાણા
૭. શ્રી લનીબેન ધીરજલાલ પાનાચંદ શ્રોફ–અમદાવાદ
૮. શ્રીમતી પોપટબેન ભૂરમલજી–( દેલંદર )
૯. શ્રી શાન્તિનગર જૈન શ્વે. મૂર્તિપૂજક સંઘ–અમદાવાદ
૧૦. શ્રી બારેજા–એકળી જૈન સંઘ–બારેજા
૧૧. શ્રી પાર્શ્વનાથ જૈન પેઢી–રોહીડા (રાજસ્થાન)
૧૨. એક સદ્‌ગૃહસ્થ તરફથી. હ. પ્રફુલચંદ્ર કાન્તિલાલ દલાલ–મુંબઈ
૧૩. સ્વ. મફતલાલ મોહનલાલના સ્મરણાર્થે તેમના સુપુત્રો તરફથી–નવાડીસા
૧૪. કપૂરચંદ એન. સુતરીઆ–મદ્રાસ
૧૫. શ્રી દાદર આરાધના ભવન જૈન–પૌષધશાળા–દાદર —મુંબઈ
૧૬. બેન સરોજના સ્મરણાર્થે હ. જેસીંગભાઈ –પેથાપુરવાળા–અમદાવાદ

૧૭. શ્રી વીઠલદાસ ધનજીભાઈ બારદાનવાળા—જામનગર
૧૮. શ્રી મોતીચંદ હેમરાજ ઉપાશ્રયના જ્ઞાનખાતા
તરફથી—જામનગર
૧૯. શ્રી સુમનભાઈ મુલચંદ વાડીલાલ શાહ—મુંબઈ
૨૦, વોરા અમુલખભાઈ કેશવજી (રાજપરવાળા) ભુજ
૨૧. શ્રી લાલગર માધવગર કોન્ટ્રાકટર—ભુજ
૨૨. શ્રી ચોપાટી જૈન સંઘ—મુંબઇ
૨૩. શ્રી ચંદ્રાલય જ્ઞાન ટ્રસ્ટ—અમદાવાદ
૨૪, શ્રી ભવાનીપુર મૂર્તિપૂજક જૈન શ્વેતામ્બર સંઘ—કલકત્તા
૨૫. શ્રીમતી સુશીલાબેન બાબુભાઈ ભગુભાઈ
(પેથાપુરવાળા) અમદાવાદ
૨૬. શ્રી નવરંગપુરા શ્વે. મૂર્તિપૂજક સંઘ—અમદાવાદ
૨૭. શ્રી શામજી વેલજી વીરાણી અને કડવીબાઇ વીરાણી
સ્મારક ટ્રસ્ટ—રાજકોટ

શ્રુતસભ્ય :

૧. મહુવા વીશાશ્રીમાળી તપાગચ્છીય શ્વે.. મૂર્તિપૂજક
સંઘ—મહુવાબંદર
૨. સ્વ. શ્રી. છબીલદાસ સુખલાલ કાળીદાસ—લીંબડી
૩. શ્રી રસીકલાલ શીવલાલ ગાંધી—મુંબઇ
૪. શ્રી હિંમતલાલ શામળભાઇ—અમદાવાદ
૫. શ્રીમતી જયાલક્ષ્મી કપૂરચંદ સુતરીઆ—મદ્રાસ
૬. શ્રી હાલારી વીશાઓસવાળ શ્વે. મૂ. પૂ. જૈન જ્ઞાતિ
સમસ્ત દેરાસર ટ્રસ્ટ—પડાણા

૭. શ્રી વિજયસભા જૈન જ્ઞાન મંદિર–ડભોઈ
૮. શ્રી જામવણુથલી શ્વે. મૂ. પૂ. જૈન સંઘ–જામવણુથલી
૯. શ્રી ભોગીલાલ મગનલાલ શાહ–ભાવનગર
૧૦. શ્રી રમેશચંદ્ર કપૂરચંદ સુતરીઆ–મદ્રાસ
૧૧. શ્રી દીલીપકુમાર કપૂરચંદ–સુતરીઆ–મદ્રાસ
૧૨. શ્રી ભરતકુમાર કપૂરચંદ સુતરીઆ–મદ્રાસ
૧૩. સ્વ. મહેતા દલીચંદ માણેકચંદ (ખીલોસવાળા)–જામનગર
૧૪. શ્રી ચોટીલા જૈન શ્વે. મૂ. પૂ. સંઘ–ચોટીલા
૧૫. શ્રી જૈન શ્વે. મૂ. પૂ. સંઘ–દાવણુગીરી
૧૬. સંઘવી ભવાનજી હીરાચંદના સમાધિપૂર્વકના
સ્વર્ગવાસ નિમિત્તે તેમના સુપુત્રો તરફથી–ભુજ
૧૭. શ્રી જયંતિલાલ વલમજી છેડા–ગઢસીસા
૧૮. શ્રી પત્રી જૈન સંઘ–પત્રી
૧૯. શ્રી પ્રવીણુકુમાર દલીચંદભાઈ–મુંબઈ
૨૦. શ્રી જૈન શ્વેતામ્બર તીર્થ પેઢી, અચલગઢ.
૨૧. શ્રી રંભાબાઈ ડોસાભાઈ–કલકત્તા
૨૨. શ્રી ચંદ્રકાન્તભાઈ કાન્તીલાલ શાહ–અમદાવાદ
૨૩. સુતરીયા ચીમનભાઈ ઝવેરભાઇ (નાણુધીરનાર)
—નડીયાદ
૨૪. શ્રી ઝીંઝુવાડા જૈન સંઘ–ઝીંઝુવાડા.

(૨) માસિક વિભાગ:

કમલ પ્રકાશન પબ્લિક ટ્રસ્ટ તરફથી 'મુક્તિદૂત' નામનું સોળ પેઈજનું એક માસિક જૂન ૬૯ થી

અમે શરૂ કર્યું છે. આ માસિક બહુ જ ટૂંક સમયમાં ચૌદ હજાર નકલોનો લક્ષ્યાંક આંબી ગયું છે. મુક્તિદૂત નામનું આ માસિક સત્યને સંપૂર્ણ રીતે વફાદાર રહીને આર્ય સંસ્કૃતિના એ જાજરમાન ગૌરવોની ઘટઘટમાં પુનઃ પ્રાણ પ્રતિષ્ઠા કરવા તલપે છે. આગળ વધીને પ્રત્યેક માનવમાં અધ્યાત્મભાવના તેજલિસોટા પ્રસરાવવા ઈચ્છે છે.

જૂન '૭૨ સુધી મુક્તિદૂતની પેટી યોજના દ્વારા અગિયાર હજાર બંધુઓને (રોજ ૧૦ પૈસાનું દાન કરવાની શરત મંજૂર રાખે ત્યાં સુધી) તો આ માસિક કાયમ માટે લવાજમ મુક્ત બની રહેશે. જૂન' ૭૨ પછી થનારા ગ્રાહકોને લવાજમ રૂ. ૧૫-૦૦ ભરવા સાથે પેટી-યોજના બંધ કરવામાં આવી હતી. પરંતુ જૂન ૧૯૭૪ના મુક્તિદૂતના ૬ઠ્ઠા વર્ષના આરંભથી કમ્મરતોડ મોંઘવારીના કારણે અમે પંચવર્ષીય લવાજમ યોજના પણ બંધ કરીને નવા થનારા ગ્રાહકો માટે વાર્ષિક લવાજમ પાંચ રૂપીઆની યોજના અમલમાં મૂકી છે.

અગિયાર હજાર બંધુઓને કાયમ માટે લવાજમ મુક્તિનો લાભ ચાલુ રાખવો એ નાનીસૂની બાબત નથી. દાનવીરોના આર્થિક સહકાર વિના અમે આ કાર્ય હંમેશ માટે ચાલુ રાખી શકીએ નહિ. આપનો સુંદર આર્થિક સહકાર અમને મળી રહે તે માટે અમે નીચે મુજબની

એક યોજના કરી છે. આ યોજનાનો લાભ લેનારા દાતાઓના નામ માસિકના એક કે વધુ અંકમાં પ્રગટ કરવામાં આવશે.

રૂા. ૩૦૦૦ સંસ્કૃતિ સમુદ્ધારક
રૂા. ૨૦૦૦ સંસ્કૃતિ રક્ષક
રૂા. ૫૦૦ સંસ્કૃતિ અનુરાગી
રૂા. ૨૫૦ સંસ્કૃતિ સભ્ય
રૂા, ૧૦૦ આજીવન સભ્ય

* રૂા. ૨૫ કે તેથી વધુ રકમનું દાન કરનારનું નામ માસિકના એક અંકમાં આપવામાં આવશે.

* ઉપરોક્ત કોઈ પણ પદ પ્રાપ્ત કરનાર પુણ્યવાન્ વ્યક્તિ સૂચવે તો અનુક્રમે પંદર, દસ, પાંચ, બે અને એક-ઠેકાણે ( રૂા. ૨૫૦ તથા રૂા, ૧૦૦ દાતાને) મુક્તિદૂત માસિક કાયમ માટે લવાજમ વિના ભેટ મોકલવામાં આવશે.

* રૂા. ૨૫૦ થી ઉપરના દાતાઓની નામાવલી ટ્રસ્ટ તરફથી બહાર પડતા તમામ પુસ્તકોમાં આપવામાં આવશે.

કમલ પ્રકાશન પબ્લિક ટ્રસ્ટના દાનને ઇન્કમટેક્સ એકઝમ્પશન મળેલું હોવાથી આપની રકમ કરમુકત બની રહેશે.

* માસિક વિભાગમાં જ્ઞાન ખાતાની રકમ લેવામાં આવતી નથી.

## માસિક વિભાગમાં અમારાં કુટુંબીજનો :

**સંસ્કૃતિ સમુદ્ધારક :**

(૧) પોપટબેન ભૂરમલજી C/o. શા. નથમલ નેનમલ-
એન્ડ કું. મુંબઈ.

**સંસ્કૃતિ રક્ષક :**

(૧) શ્રી રજનીકાન્ત લક્ષ્મીચંદ જાંબૂવાળા-લીંબડી
(૨) શ્રી જીવતલાલ પરતાપસી-મુંબઈ
(૩) શ્રી નયનમલ ભુરમલજી જૈન-મુંબઈ

**સંસ્કૃતિભક્ત :**

(૧) શ્રી ઉષાકાન્ત રમણલાલ શાહ-અમદાવાદ
(૨) શ્રી વ્રજલાલ ત્રિભોવનદાસ-એલ. ટી. વાળા
—સુરેન્દ્રનગર
(૩) શ્રીમતી ગજરાબેન મનસુખલાલ શાહ-અમદાવાદ
(એ. બી. સી. સર્જીકલવાળા)
(૪) શ્રી ભીખાભાઇ મોતીચંદ પબ્લિક ટ્રસ્ટ તરફથી
હા- શેઠ પોપટભાઈ ભીખાભાઈ-મુંબઈ
(૫) એક સદ્‌ગૃહસ્થ તરફથી હઃ શેઠ શાંતિભાઈ
કપાસી, મુંબઈ
(૬) રૂબી કોચ બીલ્ડર્સ પ્રા. લી.-મુંબઈ
(૭) શ્રી રમણિકલાલ કેશવલાલ સુરેન્દ્રનગર
(૮) શ્રી ઝવેરી બ્રધર્સ-ચૂડા
(૯) એક સદ્‌ગૃહસ્થ તરફથી હ. વસંતભાઇ-મુંબઈ

(૧૦) શ્રી રણછોડદાસ શેષકરણભાઇ શેઠ–મુંબઈ
(૧૧) શ્રી રવિચંદ માણેકચંદ–થાનગઢ
(૧૨) શ્રી લઘુભાઇ માણેકચંદ–જામનગર
(૧૩) શ્રી કાન્તીલાલ ચીમનલાલ કોલસાવાળા–અમદાવાદ
(૧૪) શ્રી મણીલાલ મગનલાલ કોંઢવાળા–ધ્રાંગધ્રા
(૧૫) શ્રીમતી કુસુમબેન જયંતિલાલ આર. શાહ–મુંબઇ
(૧૬) શ્રી શરદચંદ્ર જેઠાલાલ પટલીઆ–જામનગર
(૧૭) શ્રી વીઠ્ઠલદાસ ધનજીભાઈ બારદાનવાળા–જામનગર
(૧૮) કોંઢ જૈન તપાગચ્છ સંઘ તરફથી [જિનાલયની શતાબ્દિ નિમિત્તે] કોંઢ.
(૧૯) શ્રી બીપીનચંદ્ર રતિલાલ નાનજીભાઈ–ધ્રાંગધ્રા
(૨૦) સ્વ. વસનજી નાનચંદના કુટુંબીજનો તરફથી —જામનગર
(૨૧) એક સદ્‌ગૃહસ્થ તરફથી
(૨૨) શ્રીમતી કમળાબેન શાન્તિલાલ કપાસી–મુંબઈ
(૨૩) દોશી છબીલદાસ જીવણલાલ– (મોટી મારવાડવાળા) —મુંબઈ
(૨૪) શ્રી જશવંતલાલ ચીમનલાલ શાહ–મુંબઈ
(૨૫) શ્રી રમણલાલ ચીમનલાલ શાહ (કોલસાવાળા) —અમદાવાદ
(૨૬) "એસ્કવાયર" મુંબઈ
(૨૭) પ્રતાપ ચેરીટેબલ ટ્રસ્ટ–મુંબઈ હઃ શેઠ જીવતલાલ પ્રતાપસી
(૨૮) સ્વ. મહેતા દલીચંદ માણેકચંદ (ખિલૌસવાળા) —જામનગર



જે કમલ **પ્રકાશન ટ્રસ્ટે** પ્રગટ કરેલા **'ગુરૂમાતા'** નામના પુસ્તકે અમારા ઉપરોક્ત ઉપકારી માતાપિતાના જીવનમાં ચમત્કાર સર્જ્યો તે ટ્રસ્ટની ઋણમુક્તિ અર્થે અમે તેમના સુપુત્રો (રમેશચંદ્ર-દિલીપકુમાર તથા ભરતકુમાર) ટ્રસ્ટને રૂા. **૧૧૦૦૧** અર્પણ કરીએ છીએ.

સ્વ. દાનવીર, ધર્માનુરાગી શેઠશ્રી રામજીભાઇ વિરાણીએ સ્થાપેલ 'શ્રી રામજી શામજી વિરાણી અને શ્રીમતિ સમરતબેન રામજી વિરાણી ટ્રસ્ટ રાજકોટ" તરફથી સ્વ. શેઠ શ્રી રામજીભાઈની પુણ્ય તિથિ પ્રસંગે રૂા. ૧૧૦૦૧ 'કમલ પ્રકાશન ટ્રસ્ટ' ને અર્પણ થયેલ છે.

હ : મેનેજીંગ ટ્રસ્ટી,

શ્રી નગીનભાઇ રામજીભાઇ વિરાણી





શ્રી લાલજીભાઈ પદમશીભાઈ ઝવેરી ચૂડા        શ્રીમતી જયાબેન લાલજીભાઈ ઝવેરી ચૂડા



પૂજ્યપાદ મુનિરાજશ્રી ચન્દ્રશેખરવિજયજીના સતત સાનિધ્યે જેમના જીવનની અંતિમ પળો ધન્યતાને પામી; અને જેઓ પોતાના ધર્મસંસ્કારનો અણમોલ વારસો મને આપીને આ જગતમાંથી વિદાય થયા તે પૂજનીય માત-પિતાજીના સ્મરણમાં આ નાનકડા સુકૃતનો ભાગી બનીને ધન્યતાઅનુભવું છું.

— સુરેશ લાલજીભાઈ ઝવેરી

સ્વ. કાન્તિલાલ પ્રતાપશી * મુંબઇ　સ્વ. સુભદ્રાબેન કાન્તિલાલ * મુંબઇ



જેમણે પોતાના બે પુત્ર-પુત્રી [**હાલ મુનિશ્રી ચન્દ્રશેખરવિજયજી તથા સાધ્વીશ્રી મહાનંદાશ્રી**] ને ચારિત્ર ધર્મના સંસ્કારોનું ગળથૂંથીમાં જ પાન કરાવીને વિશ્વકલ્યાણકર શ્રી જિનશાસનને સમર્પિત કર્યા તેમની પુણ્યસ્મૃતિમાં........

**હા. પ્રફુલ્લ કાન્તિલાલ પ્રતાપશી મુંબઇ.**

સંસ્કૃતિ અનુરાગી:

(૧) શ્રી ચંપાબેન મણીલાલ નાગરદાસ–મુંબઈ
(૨) સંઘવી મણીલાલ સાકરચંદ–જામનગર
(૩) મહેતા ચંદુલાલ રાયજીભાઈ ચેલાવાળા–જામનગર
(૪) શાહ અંબાલાલ અમૃતલાલ બોરસદ

સંસ્કૃતિસભ્ય:

(૧) શ્રી શિવલાલ ભૂદરદાસ રાજકોટ
(૨) શ્રી અમૃતલાલ હરકીશનદાસ (હોટલ એમ્બેસેડર-વાળા) ભુજ
(૩) શ્રી રજનીકાંત અંબાલાલ શાહ–મુંબઈ
(૪) સ્વ. ચાંપશી પાલણ તથા સ્વ. પાલજી વીરજી તથા તેમના પુત્રવધુ સૌ. સ્વ. હીરાબેન સુંદરજીની પુણ્ય-સ્મૃતિ પ્રસંગે હ. કેશવજી પાલણ–મુંબઈ
(૫) દોશી સુંદરજી ડાહ્યાભાઈ–મોરબી
(૬) શ્રી શાંતિલાલ રાયચંદ–મુંબઈ
(૭) એક સદ્ગૃહસ્થ તરફથી–મુંબઈ
(૮) શેઠ નાનાલાલ લલ્લુભાઈ હ. લક્ષ્મી પ્રીન્ટીંગ પ્રેસ –સુરેન્દ્રનગર
(૯) અ. સૌ. મીનાક્ષી રમેશચંદ્ર સુતરીયા–મદ્રાસ
(૧૦) અ. સૌ. યોગિની દીલીપકુમાર સુતરીયા–મદ્રાસ

(૧૧) જેચંદભાઈ અમુલખ C/o વિદ્યાર્થી વિકાસ ગૃહ.મોરબી.

(૧૨) સાબરબાગ સોસાયટીના જૈન ભાઈઓ તરફથી
-સાબરમતી.

(૧૩) બચુભાઇ ચીમનલાલ ઝવેરી-મુંબઈ

(૧૪) કેશવલાલ ગીરધરલાલ એન્ડ કું.-અમદાવાદ

(૧૫) શાહ કુંવરજી તુલસીદાસ-ધ્રાંગધ્રા

(૧૬) શ્રીમતી તારા કીશોર દોશી-રાજકોટ
C/o કીશોર એન્ડ કુા. એડવોકેટ

## કમલ પ્રકાશન ટ્રસ્ટ તરફથી પ્રકાશિત થયેલાં પુસ્તકો

( ઘેર બેઠાં વી. પી થી મેળવો. પોસ્ટેજ ખર્ચ અલગ )

લેખક : મુનિશ્રી ચન્દ્રશેખરવિજયજી

| | | |
|---|---|---|
| | ૧ સાધનાની પગદંડીએ | ૨-૦૦ |
| | ૨ શરણાગતિ | ૨-૦૦ |
| | ૩ વિરાગની મસ્તી | ૨-૦૦ |
| | ૪ ઊંડા અંધારેથી | ૨-૦૦ |
| * | ૫ અધ્યાત્મસાર | ૫-૦૦ |
| | ૬ ગુરુમાતા | ૨-૦૦ |
| * | ૭ વંદના | ૨-૦૦ |
| * | ૮ વિરાટ જાગે છે ત્યારે | ૨-૦૦ |
| * | ૯ મહાપંથના અજવાળા | ૨-૦૦ |
| | ૧૦ જૈન દર્શનમાં કર્મવાદ | ૧-૫૦ |

| | |
|---|---|
| *૧૧ સચિત્ર જીવન દર્શન | ૩-૦૦ |
| ૧૨ કાનજીભાઈ મત પ્રતિકાર | ૩-૦૦ |
| *૧૩ તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશી | ૨-૦૦ |
| *૧૪ અનન્તનાં પાત્રો | ૩-૦૦ |
| *૧૫ વિજ્ઞાન અને ધર્મ | ૫-૦૦ |
| *૧૬ મુક્તિદૂત માસિક ફાઈલ વર્ષ-૧ | ૩-૦૦ |
| *૧૭ ,, ,, ,, વર્ષ-૨ | ૫-૦૦ |
| ૧૮ જાગતા રે'જો | ૬-૦૦ |

૧૯ સોળ ભાવનાઓ
૨૦ જૂની પેઢીને
૨૧ બોધ કથાઓ
૨૨ ઊઠ, જાગ, મુસાફીર!
૨૩ જૈનં જયતિ શાસનમ્

જાંબૂવાળા ગ્રન્થમાળા ૧૯૭૧
સેટનું મૂલ્ય ૨-૫૦

| | |
|---|---|
| *૨૪ વીર! મધુરી વાણી તારી | ૬-૦૦ |
| ૨૫ નહિ એસો જનમ બારબાર | ૬-૦૦ |

૨૬ મૂંઝવતા પ્રશ્નો
૨૭ ચક્રવર્તી બ્રહ્મદત્ત
૨૮ આચારઃ પ્રથમો ધર્મઃ
૨૯ આપણી સંસ્કૃતિ
૩૦ વિકાસનું મહાભિયાન

જાંબૂવાલા ગ્રન્થમાળા ૧૯૭૨
સેટનું મૂલ્ય ૨-૫૦

| | | |
|---|---|---|
| ૫૨ મુક્તિદૂત માસિક ફાઇલ વર્ષ-૪ | | ૫-૦૦ |
| ૫૩ આંધી આવી રહી છે | | ૬-૦૦ |
| ૫૪ બ્રહ્મચર્ય | | ૨-૦૦ |
| ૫૫ ચાલો, જીવન પલટીએ<br>૫૬ સંસાર<br>૫૭ નિશ્ચય વ્યવહાર<br>૫૮ આ માસનો શ્લોક<br>૫૯ સીની કથાઓ | જાંબૂવાલા ગ્રન્થમાળા ૧૯૭૪<br>સેટનું મૂલ્ય ૨-૫૦ | |
| ૬૦ રામાયણના પ્રેરક પ્રસંગો | | ૪-૦૦ |
| ૬૧ ચાર પુરુષાર્થ | | ૨-૦૦ |
| ૬૨ મુક્તિદૂત માસિક ફાઇલ વર્ષ-૫ | | ૫-૦૦ |
| ૬૩ વીરસૈનિકદળ<br>૬૪ ધર્મયુદ્ધ કે પક્ષયુદ્ધ<br>૬૫ વીરસૈનિકની ફરજો<br>૬૬ આપણી સંસ્કૃતિમાં સ્રીનું સ્થાન<br>૬૭ ધર્મગુરુઓ ! હવે તો જાગો<br>૬૮ ચિંતનની ચિનગારીઓ<br>૬૯ આધુનિક શિક્ષણ<br>૭૦ ધર્મનાશની ભેદી ચાલ<br>૭૧ લોકાપવાદ-ત્યાગ<br>૭૨ યુવકની મનોવ્યથા | જીવનઘડતર વાંચનમાળા<br>સેટ બીજો<br>સેટનું મૂલ્ય ૩-૦૦ | |

૭૩ સિંહનાદ 3-00

૭૪ સ્વરાજનું લોખંડી ચોકઠું 3-00

* આ નીશાનવાળાં પુસ્તકો અપ્રાપ્ય છે

* હવે પછી ૧૯૭૪ ના ડીસેમ્બરમાં પ્રગટ થશે.

૭૫ ચેત, મછંદર ! ગોરખ આયા

૭૬ આપણે ફેર વિચારીએ

* એકી સાથે સો રૂપીયાના પુસ્તકો ખરીદનાર કોઈ પણ વ્યક્તિને ૨૫ ટકા કમીશન માંગશે તો આપવામાં આવશે.

० રૂા. ૫૦૧ નું દાન કરીને ભાવી તમામ પુસ્તકો ઘેર બેઠા ભેટ મેળવો.



ઘર ઘરમાં અને ઘટ-ઘટમાં સમગ્ર જૈન શાસન અને આર્ય-સંસ્કૃતિનાંપ્રકાશકિરણો ફેલાવતા કમલ પ્રકાશન ટ્રસ્ટના વિવિધ અંગોને મજબૂત બનાવવા એ આપના હાથની વાત છે. માત્ર આપના ઉદાર-તાભર્યા હાથનો ટેકો જ એની મજબૂતીમાં અત્યંત ઉપયોગી થઈ પડશે. બાકીનું બધું કામ આ ટ્રસ્ટ સમાલી લેશે.